# લંડન રાજ-રહસ્ય.

અથવા

## ...-રીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.



રેનોલ્ડ્સ.

**બાવલા મુમતાઝના કીસ્સાને પણ ભુલાવે તેવી**

રા. મધુકરની અપ—ટુ—ડેટ સચીત્ર નોવેલ.

## બેગમ કે બલા? અથવા રંગીલી રાધા!

રાજા મહારાજાનાં ભોપાળાં ખોલતી આ મહાન નવલકથા વાંચવા લાયક છે.

વારસીક લવાજમ મુંબઇમાં રૂ. ૩, બહારગામ રૂ. ૩।, છુટક નકલનાં ચાર આના.

પરદેશ માટે રૂ. ૪, અથવા શીલીંગ ૭.

દીવાળી અંક તથા ભેટનું પુસ્તક મફત ભેટનું પુસ્તક રોઝા સામ્બર

અથવા પાદરીની પુત્રી-પહેલો ભાગ આપવામાં આવશે.

ગુજરાતના જાણીતા લેખકોની ખાસ ચાર સુંદર ટુંકી વારતાઓ

## મસ્તીખોર માશુક—સચિત્ર

કીં. આના ચાર. બહારગામવાળાએ પાંચ આનાની ટીકીટ મોકલવી.

**વિલાસ ઓફીસ,** બજારગેટ સ્ટ્રીટ. કોટ. મુંબઇ

# લંડન રાજ-રહસ્ય

અથવા

# મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

## ભાગ બીજો.

મુળ લેખક:

**સ્વર્ગસ્થ મી૦ જ્યોર્જ વીલીઅમ રેનોલ્ડસ.**

અનુવાદક:

**સાકરલાલ મગનલાલ કાપડિયા**

૧૭, કુંભાર ટુકડા મુંબઈ નં. ૨.

મુદ્રક અને પ્રકાશક:

**હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી**

**શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ,**

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

આવૃત્તિ ૨ જી સને ૧૯૨૮.

( સર્વ હક્ક અનુવાદકને સ્વાધીન. )

**કિંમ્મત: રૂ. ૦-૧૪-૦.**

## અનુક્રમણિકા.





# લંડન રાજ-રહસ્ય.

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

( ભાગ ૨ )

### પ્રકરણ ૧૭ મું.

### નવા ખેલાડી.

જે દિને અમારી નવલકથા શરૂ થાય છે તે દિનથી ૩૫ વર્ષ પહેલાં સેંટ ગાઇલ્સ સ્ટ્રીટમાં લુકનર લેનમાં એક કંગાળ ઝુંપડામાં લીટીશીઆ ફ્લુક નામની કન્યાનો જન્મ થયો હતો. ગટરનું એ ગુલાબ દિન પર દિન અધિકાધિક સુંદર થતું ગયું. યુવાવસ્થામાં તે ગજબનાક સુંદરતાની સ્વામીની થઇ અને ખુબસુરતી, પુરૂષોચિત બહાદુરી તથા ભ્રષ્ટ ચારિત્ર્ય માટે તેનો ચારે તરફ ડંકો વાગી ગયો. તેના રૂપ પર મુગ્ધ થઇ રેન અથવા જૅક નામના ચોરે તેને પોતાની પ્રણયીની બનાવી. લીટીશીઆ તેની પાસે થોડોક સમય રહી. તીવ્ર બુધ્ધિને પ્રતાપે તે જલદીથી લખતાં વાંચતાં શીખી ગઇ અને શુધ્ધ ભાષા બોલવા લાગી તે અત્યંત વાચાળ હતી. કેટલાક બેવકુફ પુરૂષોની માશુક થયા પછી તેણે સર જોન લીડ નામના એક રંગીલા બેરોનેટને મુગ્ધ કર્યો અને તેની સાથે લગ્નગ્રંથિથી જોડાઇ પોતે લેડી લીટીશીઆ બની બેઠી. તેનો પતિ તેનો દાદો થવા યોગ્ય હતો અર્થાત અતિ વૃધ્ધ હતો અમીરની પત્ની થયા પછી એક વાર હલકા લત્તામાં સામાન્ય પુરૂષો સાથે પ્રેમ કરનારી લીટીશીયા પર વેસ્ટ એન્ડના શ્રીમંતો મરવા લાગ્યા. લલિત રૂપ લાવણ્ય, મધુર સ્વભાવ, વાચાળતા, સર્વ જાતની રમત ગમતમાં કુશળતા અને વિલાસીવૃત્તિને લીધે તે લંડન શહેરના અનેક મોટા મોટા માણસોની પ્રિયપાત્રી થઇ

પડી. શિકારમાં તે તેના મિત્ર ટીમ મીગલ્સથી ઉતરે એવી ન્હોતી. ઘોડેસ્વારીના સર્વ સાહસો બચ્ચાના ખેલ ગણતી હતી.

એ રમણીને લઇ ટીમ મીલ્લસ પ્રિન્સને મળવા આવ્યો હતો. તેણે આ સમયે શિકારીનો પોષાક પહેર્યો હતો અને તેમાં તે ફાંકડા યુવાન જેવી લાગતી હતી. જો તેના ઉન્નત ઉરજ તેનું સ્ત્રીત્વ સ્પષ્ટ ન કરી દેત તો કોઇ અજાણ્યુ સખસ તેને બડમુછો યુવાનજ માની લે! તેના બુટમાં કાંટા જરાયા હતા, હાથમાં હંટર હતી. તેનું શરીર કદાવર અને ઘાટીલું હતું. તેનો દેખાવ શિકારણ જેવો જણાતો હતો. તેના વસ્ત્રો મુલ્યવાન હતા. શયનગૃહમાં આવી તેણે હૅટ ઉતારી મુકી ત્યારેજ તેના લાંબા વાળ તેના ખભાં પર ઉડવા લાગ્યા. તસતસતો નીલરંગી કોટ પહેર્યો હતો તેથી તેની કમ્મર અતિ પાતળી જણાતી હતી. તે ઉંચી હોવાથી પ્રથમ નજરે તે સુંદર પુરૂષ જેવીજ લાગતી. પુરૂષોને લાયક કાર્યોમાં તે નીપુણ હતી.

લીટીશીઆ અંદર આવ્યા પછી ટીમ મીગલ્સે ગુપ્તદ્વાર બંધ કરી તેને તાળું મારી દીધું. પછી પ્રીન્સના પલંગ તરફ ડગલાં ભરતો તે બોલ્યો.

"પ્રિન્સ! તમે આજે મારા મિત્રને ટીકી ટીકીને જોઇ રહ્યા છો તે પરથી જાણે તમે એમને કદિ જોયાંજ ન હોય એમ લાગે છે?"

પલંગપર બેસી જરા ખિન્નસ્વરે રાજકુમાર બોલ્યોઃ "કોને લઇ આવ્યો છે? આ કોણ છે?" આ સમયે લીટીશીયા તેની પાસે ગઇ એટલે તેને જોઇ તે આશ્ચર્યથી બોલ્યો. "અહો! આ તો રમણી છે!-" તરતજ તેનું વદન પ્રફુલ્લ થઇ ગયું. "હાં. હાં. હવે ઓળખી! સુંદરી! આ શિકારી પોષાકમાં તમારી સુંદરતા અજબ ખીલી ઉઠી છે. આજે મારી સાથે નાસ્તો લેવાને મીગલ્સ તમને અહિં લઇ આવ્યો હોય એમ લાગે છે. આવા અનાયાસ સુયોગથી મને ઘણોજ આનંદ થાય છે—" પ્રિન્સે કહ્યું.

"આપની કૃપા માટે આપનો આભાર, નામદાર!-" લીટીશીઆ સ્મિત કરતી બોલીઃ "મીગલ્સ આજે ખાઇ પીને મારી પાછળ પડ્યો

હતો. કહે–બસ ચાલને ચાલ! તમે જાણો છો કે એ કેવો હઠીલો છે?"

ટેબલ પરથી એક શમશેર લઇ લીટીસીઆ પર જુઠો ઘા કરી મીગલ્સ બોલ્યો: "તમે અહિં મોંઘા મહેમાન થઇ પડશો એવી મારી ખાત્રીજ હતી–"

રાજકુમાર મસ્ત આંખોએ લીટીશીઆને જોઇ રહયો હતો. તેના તરફ ફરી મીગલ્સ બોલ્યો: "ઘોડેસ્વાર થઇ બેડી લીટીશીઆ પ્રભાત કાલે ફરવા ગયાં હતાં. પાછા ફરતાં હું મળી ગયો—"

લીટીશીઆ વચ્ચે બોલી ઉઠી: "મારે કિંગ સ્ટ્રીટમાં તબેલામાં ઘોડા બાંધવા જવું હતું પણ કોઇ ન્હોતું–"

"એટલે ઘોડાની જીન ખોલવાને હું મળી ગયો." મીગલ્સ બોલ્યો.

મીગલ્સને ચાબુક ફટકાવી લીટીશીઆ બોલી, "તું તો ડાચું વકાસી ઉભો હતો એટલામાં મેં જીન ખોલી નાખી હતી–"

મીગલ્સે બાજુ ખસી જઇ ચાબુકથી બચી જવાની કોશીષ કરી પણ તે બચી શકયો નહિ. એ જોઇ પ્રિન્સ હસતો હસતો બોલ્યો: "લગાવ, લગાવ! છોડતી ના એ બદમાસને! વ્હાલી લીટીશીઆ! તું અચાનક આવી પુગશે એવી મને ખબર ન્હોતી, નહિ તો તારા સ્વાગત માટે હું તૈયાર રહેત. મીગલ્સ દશ વાગે આવવાનો હતો પણ આજે મારે સ્નાન કરવું છે એટલે નાસ્તો અગિઆર વાગે હાજર કરવાનો મેં નોકરને હુકમ કર્યો.

"કંઇ ફીકર નહિ. થોડીવાર મને પુરૂષ સમજી લો ને ખુશીથી સ્નાન કરી લો. હું તમારો ગાઉન અને સ્લીપર લઇ આવું છું." કહી લીટીશીઆએ ગાઉન લાવી પલંગપર મુકયો ને સ્લીપર ગાલીચા પર મુકી.

"તારી હાજરીમાંજ ઉઠું?" પ્રિન્સ હસીને બોલ્યો.

"એમાં શી હરકત છે? આજે મને પારસી કુંવરને વસ્ત્રો પહેરાવવાનો લ્હાવો મળ્યો હતો એ વાત હું બેરોનેટને તો કહેવા નથી જવાની!"

મુક્કાબાજી કરવાને તૈયાર થયો હોય એવો ડોળ કરી મીગલ્સ બોલ્યો: "તું ધારે તો તારા ધણીને બધી વાત કહી શકે છે."

"હા. પણ હવા સાથે મુક્કી શા માટે ઘુમાવે છે? લડવું હોય તો આવી જાને!—" કહી લીટીશીઆએ હંટર ફેંકી દીધી ને મીગલ્સ સાથે કુસ્તી કરવા માંડી. આ પળે પલંગ પરથી પ્રિન્સ નીચે ઉતર્યો ને ગાઉન તથા સ્લીપર પહેરી બોલી ઉઠયો: "શાબાશ; શાબાશ!"

પ્રિન્સ વસ્ત્રો બદલતો હતો ત્યારે લીટીશીયા પીઠ ફેરવી મીગલ્સ સાથે યુધ્ધ કરતી હતી. મીગલ્સ જાણી જોઇને લીટીશીઆની મુક્કી ખાવા લાગ્યો.. તે ધારત તો લીટીશીયાને દુરની દુર રાખત. પણ તે જાણી જોઇને રમત કરી રહ્યો હતો. કેટલીકવાર પછી તેણે રંગ બદલ્યો. કોઇવાર તે પાછળ હઠી જતો. કોઇવાર કુદીને દૂર ચાલ્યો જતો. આમ આખા ઓરડામાં દોડા દોડ કરાવીને તે લીટીશીઆને થકવવા લાગ્યો ને પ્રિન્સ તે જોઇ પ્રસન્ન થઇ ગયો. અંતે મીગલ્સે લીટીશીઆના માથા પર એવો મુક્કો માર્યો કે તે ચક્કર ખાઇ નીચે પડી ગઇ. પણ તરતજ ઉભી થઇ બોલી: "બસ, હવે બંધ કર."

"આવ * એમેઝોન! હવે જરા બ્રાંડી ઉડાવ—" આટલું બોલી મીગલ્સે બે પ્યાલા બ્રાંડી નાંખી. લીટીશીઆને તેણે એક પ્યાલી આપી ને તે એકે ઘુંટડે ગટગટાવી ગઇ. પછી પ્રિન્સ તરફ ફરી મીગલ્સ બોલ્યો: "અરે! પ્રિન્સ! હું તમને ભુલી ગયો. લો. જરા લેશો?"

નહિ. હમણાં નહિ. મેં સોડા સાથે "હોક" પીધો છે—ઉપરથી જરા બ્રાંડી લીધી છે-હવે નાસ્તા સુધી જરૂર નથી—હું સ્નાન કરી આવું." એટલું કહી તે ગાઉન પકડી પલગ પરથી નીચે ઉતર્યો.

"તમારા શયનાગર પાસેજ સ્નાનાગાર છે તે મને બહુ પસંદ પડે છે..." લીટીશીઆ બોલી. મીગલ્સ તરફ નજર કરી તે પુનઃ ગણગણી: "હું પણ સર જોનને કહી આવી વ્યવસ્થા કરાવીશ."

---

* એમેઝોન એટલે પુરૂષોના જેવી બહાદુર સ્ત્રી.

"તેં મારો બાથરૂમ જોયો છે ?" પ્રિન્સે પુછ્યું.

"અહિંથી બાડી આંખે જરા જોઇ રહી છું. હું આજે પહેલીજ અહિં આવી છું ને !–"

"હવે વારંવાર આવજે." પ્રિન્સ પ્રેમભીની નજરે જોઇ બોલ્યો.

રાજકુમાર લીટીશીઆને બે ત્રણ વર્ષથી ઓળખતો હતો આજે તે જેટલી સુંદર જણાતી હતી તેટલી સુંદર કદિ પણ જણાઇ ન્હોતી.

"વાહ ! તમે મારી મશ્કરી કરો છો ?" લીટીશીઆ બોલીઃ

"નહિ. હું ખરા દીલથી તને અહિ વારંવાર આવવાનું આમંત્રણ કરૂં છું...તારે મારો બાથ–રૂમ જોવો છે ને ? જા–તું પહેલા જોઇ આવ–પછી હું ન્હાવા જઇશ."

"આપ શું બોલ્યા ? તમે પછી આવશો ? મારી સાથે આટલું અતડાપણું શા માટે ? હું હમણા પુરૂષ વેષમાં છું તે ભુલી ગયા ?"

"એ વેષમાં તું ફાંકડી લાગે છે–" કહી પ્રિન્સે તેનો હાથ પકડયોઃ "ચાલ મારો બાથરૂમ બતાવું–"

"ચાલો."

લીટીશીઆ પ્રિન્સ સાથે સ્નાનાગારમાં ગઇ. અંદર જઇ પ્રિન્સે દ્વાર બંધ કર્યાં પણ લીટીશીઆએ તે પર લક્ષ આપ્યું નહિ. જોવા છતાં જાણે જોયુંજ નથી તેમ તે ચુપ રહી. હમામખાનામાં જઇ તે એક મુલાયમ ગાદીવાળી ટરકીશ ખુરશીપર બેસી ગઇ અને નિઃસંકોચ સર્વ વસ્તુઓ જોવા લાગીઃ "ખરેખર, તમારો બાથરૂમ તમારી અપુર્વ કલાપ્રિયતા દર્શાવે છે."

"તારે મ્હોડે આ બાથરૂમની તારીફ સાંભળી મને આનંદ થાય છે." તેની બાજુમાં બેસી પ્રિન્સ બોલ્યોઃ "એક પળને માટે એમજ માની લે કે તું કોઇ ટરકીશ રંગમહેલના દિવાનખાનામાં બેઠી છે !"

"હું કદિ ઇસ્લામી પ્રદેશમાં ગઇ નથી એટલે મારી કલ્પના ત્યાં સુધી પહોંચી શકતી નથી." લીટીશીઆએ હસીને જવાબ આપ્યો

ને પ્રિન્સના ગાઉન તથા સ્લીપર નજર કરી કહ્યું: "પણ તમને જોઇને એમ લાગે છે કે ટર્કીના સુલતાન ગાઉન પહેરી બેઠા છે!"

"તારી ઉપમાથી હું પ્રસન્ન છું. હવે હું તને કંઇ ઉપમા આપું?"

"આપોને! મેં તમને ટર્કીના સુલતાન બનાવ્યા તો તમે મને ગમે તે બનાવી દો–"

"થોડીવાર માટે તું મારી સુલતાનાજ બની જાને!" લીટીશીઆના ગળામાં હાથ નાખી શાહજાદો બોલ્યો.

"હું પુરૂષ થઇને આવી પણ તમે મને સ્ત્રી બનાવવાનો નિશ્ચય કરેલો જણાય છે." લીટીશીઆએ સુંદર દંતપંકિત બતાવતાં સ્મિતભર મુખડે કહ્યું.

આ બાજુ ટીમ મીગલ્સ પ્રિન્સના ટેબલપરની છબીઓ અને બીજી વસ્તુઓ જોઇ રહ્યો હતો. દશ પંદર મિનિટ ગયા પછી તેણે જોયું કે ચારે તરફ નીરવતા છવાઇ રહી છે. એજ પળે લેડી લીટીશીઆના હાસ્યનો અવાજ સ્નાનાગારમાંથી સંભળાયો. મીગલ્સ ચોંક્યો. લીટીશીયા સાથે તેને લાંબા સમયથી પ્રેમ સંબંધ હતો. આજે જાણી જોઇને તેને પ્રિન્સને સોંપી દેવા માટે તે પસ્તાયો. "છટ છટ!" તે બબડયોઃ લીટીશીયા બરાબર દાવ ખેલી રહી છે. એ પ્રિન્સને જરૂર અરધો કલાક રોકી રાખશે." આવા વિચાર કરી તે પ્રિન્સના પલંગ પાસે ગયો. તકીયા નીચેથી તેણે એક સોનાની સાંકળી કાઢી તેમાં એક ચાવી હતી. આ ચાવી પ્રિન્સની ખાનગી ડેસ્કની હતી. કોઇ આવતું નથી એવી ખાત્રી કરી ટીમ મીગલ્સે ડેસ્ક ઉઘાડી તેમાં અનેક કાગળો હતા. જુદા જુદા વિષયના કાગળો લાલ રીબનથી બાંધીને રાખ્યા હતા. દશ મિનિટ મીગલ્સે કાગળોની ઉથલપાથલ કરી. અંતે તેને જોઇતો પત્ર મળી આવ્યો. તેના વદનપર આનંદની છાયા છવાઇ. એ પત્ર ગજવામાં નાંખી ડેસ્ક બંધ કરી તેણે પલંગપર ઉશીકા નીચે ચાવી મુકી દીધી અને પોતે નિરાંતે સગડી નજીકની ખુરશીપર બેસી સીગરેટ પીવા લાગ્યો.

બે ચાર મિનીટમાં લીટીશીઆ અને પ્રિન્સ સ્નાગારમાંથી બ્હાર આવ્યાં. લીટીશીઆ પ્રિન્સની પાછળ હતી તેના મ્હોપર લજ્જા યા ગભરાટનું લેશ માત્ર ચિન્હ ન્હોતું. મીગલ્સ પાસે જઇ તે બોલી:

"પ્રિન્સ કપડાં પહેરી લે તેટલાં મને સીગરેટ પીવા દે. પછી નાસ્તો લઇશું. હું શિકારી જેવી ભુખી થઇ ગઇ છું."

"શિકારી કે શિકારણ?" મીગલ્સે મશ્કરી કરી.

"બન્ને!–" કહી તેણે ગજવામાંથી હાથી દાંતની ડબ્બી કાઢી તેમાંથી સ્પેનીશ સીગરેટ કાઢી અને તે મીગલ્સના હવાના ચીરૂટથી સળગાવી ધુમાડો કાઢવા લાગી.

"તું સીગરેટ પીએ છે લીટીશીઆ!" પ્રિન્સે અજાયબીથી પુછ્યું.

"હા કોઇવાર ચીરૂટ પણ પીઉં છું. પણ તમારા લોકોની પાઇપ–શુ!–"

એમ કહે ને કે પાઇપ પીવાથી દાંત બગડી જાય છે! નહિ તો તું કડકમાં કડક તમાકુ પીતાં ડરે એવી નથી." મીગલ્સે લીટીશીઆનો ભેદ ખોલી નાખ્યો. એ પરથી એ વિચિત્ર રમણીએ તેના ગાલપર મસ્તી ભરી અદાથી તમાચો માર્યો. મીગલ્સે એવીજ રમતિયાળ ઢબે લીટીશીઆનો કાન પકડી તે લાલ લાલ કરી નાખ્યો. લીટીશીઆ છેડાઇ. તેણે મીગલ્સની પીઠ પર જોરથી મુક્કી મારીને પ્રિન્સ ઓફ વેલ્સ આ મસ્તી જોઇ ખડખડ હસી રહ્યો.

દશ પંદર મિનિટ આમ વહી ગઇ. પ્રિન્સ વસ્ત્રો પહેરી તૈયાર થયો. અગિઆર વાગ્યા. તરત જરમીન ચાંદીના વાસણોમાં નાસ્તો લઇ હાજર થયો. લીટીશીઆને જોતાંજ તે તેને ઓળખી ગયો પણ તેના વદન પરના ભાવ જરા પણ ફેરવાયા નહિ. જાણે કંઇ જાણતોજ ન હોય તેમ તેણે સર્વ ચીજો ટેબલ પર ગોઠવી દીધી. મીગલ્સ ને લીટીશીઆ ભુખ્યા વરૂ પેઠે ખાવા લાગ્યાં પણ પ્રિન્સે રાતે ખુબ મદ્યપાન કરેલું હોવાથી તેની ભુખ ઉડી ગઇ હતી.

"કેમ પ્રિન્સ! તમે કંઇ ખાતા નથી?"

"રાતે તેં મને બહુ રૈં બનાવી દીધો હતો તેથી."

"જાઓ જાઓ!–" મીગલ્સ બોલ્યો: "કાલે સાંજે પોણા છ થી દશ વાગ્યા સુધી કયાં હતાં?"

પ્રિન્સ ગંભીર થયો.

"આજે પણ એ સમયે હું તને મળીશ નહિ."

"ઠીક. આજે હું આ શિકારગૃહનો મહેમાન થઇશ." મીગલ્સ બોલ્યો. તે સમજી ગયો કે પ્રિન્સ કોઇ યુવતીને મળવા જવાના હશે!

"જો મીગલ્સ! ગમે તેમ થાય પણ રાતે બાર વાગે જરૂર મળજે મારે ખાસ કામ છે."

"એટલી મોડી રાતે આવી શકીશ કે કેમ તે શંકાસ્પદ છે અવાશે તો આવીશ પણ ખાસ વચન આપી શકતો નથી." પોતે પ્રિન્સનો ગુલામ નથી એમ બતાવવાને મીગલ્સ બોલ્યો: "આવા સ્વાદિષ્ટ ભોજન પછી શરાબ વિના ચેન પડતું નથી." મીગલ્સે ત્રણ ગ્લાસ ભર્યા. લીટીશીઆ પોતાના બન્ને સાથીઓની પેઠેજ હોંસે હોંસે શરાબ પી ગઇ. નાસ્તો લઇ થોડાંક ગપ્પાં મારી મીગલ્સ અને લીટીશીઆએ પ્રિન્સની રજા લીધી અને ગુપ્ત દ્વાર મારફતે બન્ને ચાલ્યાં ગયાં. તેઓ ગયા પછી પ્રિન્સે પ્રભાતના પત્રો અને ટપાલ લઇ આવવાનો પોતાના સેક્રેટરીને હુકમ કર્યો.



## પ્રકરણ ૧૮ મું.

### સ્ત્રી વેષધારક ઉમરાવ.

સમી સાંજના સાત વાગવા આવ્યા હતા. પોલીન એકલી દિવાનખાનામાં સગડી પાસે બેઠી હતી. થોડીક વાર પહેલાં દાસી ઘરકામ કરી ચાલી ગઇ હતી. ઓક્ટેવિયા પાંચ વાગ્યાની બ્હાર નીકળી ગઇ હતી. પોલીન ઘરમાં એકલીજ હતી. એ દિવસથી ઓક્ટેવીયા કંઇ ને કંઇ બ્હાનું બતાવી ત્રણ ત્રણ ચાર ચાર કલાક એકલી બ્હાર જઇ આવતી હતી. પણ ભોળી અને અકપટ પોલીનને તેનાં ચારિત્ર્ય માટે લેશ માત્ર શંકા ઉદ્ભવી ન્હોતી.

સગડી પાસે બેસી યુવાનીને આંગણે પગ મેલતી યુવતી એક જૂનું વસ્ત્ર સીવી રહી હતી. એ રમણી પિતાની ગરીબી જાણતી હતી તેથી બને તેટલી કરકસર કરી તે ઘર ચલાવતી અને એ રીતે પોતાના પિતાની ચિંતાનો ભાર હલકો કરતી. સીવતી વખતે તેનું મ્હો જરા નીચું વળ્યું હતું તેપર બત્તીનો પ્રકાશ પડતાં તેનું વદન અત્યંત રમણીય લાગતું હતું. તેની સ્વાભાવિક ખુબસુરતી વિના અલંકારે ખીલી નીકળી હતી. તેના ચળકતા ભુરા વાળો તેની સુંદરતા ઔર વધારી રહ્યા હતા. એક શાયરે સાચુંજ કહ્યું છે કેઃ—

> નહિ દરકાર જેવરકી જીસે ખુબી ખુબી દે દે;
>
> દેખો ખુશનુમા લગતા હૈ કૈસા ચાંદ બીનગહને.

નીલ નયનો નીચાં ઢાળી તે સીવી રહી હતી તેની પાંપણના કાળા વાળ તેના ગુલાબી ગાલ પર જાણે આરામ લેતા હોયની એવો ભાસ થતો હતો. આ સમયે પોલીનનું વદન કમલ એવું મનોહર દેખાતું હતું કે જાણે કોઇ સ્વર્ગની પરીજ સીવી રહી હોયની! ચંપાની કલિ જેવી કોમલ આંગળીઓ ઝડપથી હાલી રહી હતી. તેની આંગળીપર અર્ધચન્દ્ર જેવા રક્તવર્ણા નખ અને તેની મૃણાલ સમી કાંડી સુંદરીના રૂપલાવણ્યને વધારી રહ્યાં હતાં. તે હમેશાં આનંદી રહેતી અત્યારે પણ તેના ઓષ્ઠ પર સ્મિત ફરકી રહ્યું હતું ને તેથી તેના મોતી જેવી શ્વેત દંતપંક્તિ નજરે પડતી

હતી. કોઇ કોઇવાર નજર ઉંચી કરી તે આમ તેમ દૃષ્ટિ ફેંકતી હતી. તેના નેત્રોમાં શાંતિ, સુકોમલતા અને નિર્દોષતા તરવરી રહી હતી. આ સ્વર્ગિય પરીપર લૉર્ડ ફ્લોરેમલ મોહી પડયો હતો અને તેનું સતીત્વ નષ્ટ કરવા માટે મિસીસ બ્રેસના વિલાસી શયનગૃહમાં ભેદી જાળ રચાઇ હતી તે વાંચનારને યાદ હશેજ.

પોલીન સીવવામાં મશગુલ હતી એટલામાં કોઇએ આગલા દ્વાર બે વાર જોરથી ખખડાવ્યા યુવતી ચોંકી તરતજ તેણે દ્વાર ખોલ્યા દ્વાર પર એક સ્ત્રી વ્યાકુળ દશામાં ઉભી હતી પોલીનને જોતાંજ તે કરૂણ સ્વરે બોલી: “બ્હેન! મને બચાવો—મારી લાજ રાખો—બદમાસો મારી પાછળ પડયા છે—”

પોલીનનું કોમલ હૃદય ફળી ગયું. તેણે તરત તે યુવતીને ઘરમાં લઇ લીધી.

પોલીન દિવાનખાનામાં જઇ પોતાની અજાણી મહેમાન માટે સગડી પાસે એક ખુરશી મુકી. પણ પેલી યુવતી ઘરમાં ગયા પછી વધુ અસ્થિર થયલી માલુમ પડી. પોલીનને તેની દયા આવી. તે પેલી યુવતીની હેટ ઉતારવા ગઇ.

પ્રિય વાંચનાર! આ રમણી વેષધારી લૉર્ડ ફ્લોરેમલ હતો મિસીસ બ્રેસે તેને એવી કુશળતાથી સ્ત્રી વેષ સજાવ્યો હતો કે કોઇ પણ તેને પીછાની ન શકે પોલીને તેની હેટ ઉતારી એ સમયે તેની આંગળીનો ફ્લોરેમલના ગાલને સ્પર્શ થતાં એ વિલાસી યુવાનની નસોમાં વીજળી આવી. ફ્લોરેમલે પોલીનનું વદન જોયું. તે જોતાંજ તેના દીલમાં અગાઉ કદિ ન પ્રગટેલા એવા એવા કોમલ, મધુર અને પવિત્ર ભાવ જાગ્રત થયા. તેની ટોપી ઉતારી ખુરશીપર બેસતાં પોલીન તેના સુંદર કેશ જોઇ વિસ્મિત થઇ અનાયાસે આવેથી આ લાચાર રમણીની ખુબસુરતીથી પોલીન અંજાઇ ગઇ.

“તમારો આભાર હું કદિ પણ ભૂલીશ નહિ-” લૉર્ડ ફ્લોરેમલ કોમલ સ્વરે બોલ્યો. તરત તેણે પોતાના સ્વરમાં કૃત્રિમ ગભરાટ આણી કહ્યું: “પણ હાય! મારી માનું શું થયું હશે? બદમાસો તેનું પણ અપમાન કરશે કે શું?”

૧૪૨૫૨

"તમે ગભરાવના—હું હમણાં તપાસ કરી આવું છું." પેલી ખુરશીપરથી ઉઠતાં બોલી.

"નહિ. નહિ. બહાર ન જશો અનેક બદમાસો શરાબના નીશામાં ચકચુર થઇ આમથી તેમ ઘુમી રહ્યા છે એ લોકો દુર સુધી અમારી પાછળ લાગ્યા હતા, પછી અમારા પર તેઓએ ધસી આવવાની તૈયારી કરી તે વખતે અમે મા દીકરી જુદી પડી ગઇ. મારી મા કયાં ચાલી ગઇ તેનો મન ખબર નથી. હું ડરની મારી જીવ લઇને નાઠી ગભરાટમાં મારી મા મારી સાથે છે કે નહિ તેનું પણ મને ભાન ન રહ્યું. આખરે થાકીને હું એક સ્થળે ઉભી રહી ત્યારે મારી મા નજરે પડી નહિ. તમેજ વિચાર કરો બ્હેન ! એ વખતે મારી મનોદશા કેવી થઇ હશે ? તમારા ઘરમાં બતી જણાવાથી હું અહિં દોડી આવી અને તમે મને આશરો આપી મારી લાજ બચાવી તમારૂં નામ શું ?"

"પોલીન ક્લેરંડન !—" પોલીન બોલી: "કમનસીબે મારા પિતા ઘરમાં નથી; નહિ તો તમારા પર જૂલમ કરનારને હમણાંજ પોલીસને હવાલે કરી દેત."

"મારૂં નામ ગેબ્રીલ ફ્લોરેમલ ! તમે ને હું હવે સખીઓ થઇશું."

"ગેબ્રીલ ફ્લોરેમલ ! કેવું સુંદર નામ છે ?" ભોળી પોલીન આ નામને સ્રીનુંજ નામ સમજી બેઠી.

"તમારૂં નામ પણ કેવું મધુર છે ?"

"મિસ ફ્લોરેમલ ! હું તમારી માની શોધ કરી આવું—એ બિચારી તમને શોધતી હશે."

"નહિ સખી ! તમે બ્હાર ન નીકળસો બદમાસો જો તમારૂં અપમાન કરશે તો મને અસહ્ય દુઃખ થશે. નહિ, હું તમને બ્હાર જવા દેવાની નથી." સ્રી વેષધારી અમીર બોલ્યો.

"પણ તમારી મા ચિંતા કરશે ને ?"

"નહિ આમ તેમ જોઇ, મને ન જોશે એટલે હું ઘેર ગઇ હોઇશ એમ સમજી તે ઘેર ચાલી ગઇ હશે મારૂં મકાન અહિંથી ઘણું દુર—બ્લેક હીથની પાસે છે. હું એકલી દુર શી રીતે જાઉં? મુઆ ગાડીવાળા તો બદમાસોના મજાતીઆ હોય છે—"

આ વાત લોડ ફ્લોરેમલે એવા કરૂણ સ્વરે કહી કે પોલીનને તેની દયા આવી.

"તમે ગભરાઓ ના. મારા પિતાના પલંગપર તમે સુઇ જાઓ મારી બ્હેન અગીઆરેક વાગે આવશે તે તમને જોઇ ઘણી ખુશી થશે."

"પોલીન! તમારો આભાર હું શી રીતે વાળીશ?" કહી લોડ ફ્લોરેમલ એકટસે તેને જોવા લાગ્યો તેણે જોયુ કે પોલીનના વદન પર તેના હૃદયની સરલતા ઝળકી રહી છે તેનો મધુર અવાજ તેના કાનમાં ગુંજી રહ્યો હતો. તેનાં સરલ આનંદમય હાસ્યમાંથી અમૃત ઝરી રહ્યું હતું. એ જોઇ પોતે દગો કરવા આવ્યો છે એ વિચારથી એ યુવાન અમીરનું મન વ્યથિત થવા લાગ્યું.

વાતમાંને વાતમાં ત્રણ કલાક વહી ગયા. એટલી વારમાં બન્ને પ્રિય સખી થઇ ગઇ પોલીનને જરા પણ શક ન ઉપજ્યો કે તેની સાથી સ્ત્રી નથી! દશ વાગે પોલીને ભોજન કાઢ્યુ. બંને સાથે જમી. અગીઆર વાગા સુધી બંને એ પુનઃ વાતચીત કરી હવે પોલીનને પોતાની બ્હેનની ચિંતા થવા લાગી, પણ લોર્ડ ફ્લોરેમલ જાણતો હતો કે આજે રાતે ઓકટેવીયા ઘેર આવવાની નથી.

પોલીન જલદીથી સુવા તૈયાર થાય તે માટે તે ધુર્ત અમીર વારંવાર બગાસાં ખાવા લાગ્યો એ જોઇ પોલીન બોલીઃ ચાલ, તને ઉપર સુવાડી આવું. હું ઓકટેવીયા આવે ત્યાં સુધી સુવાની નથી."

તો હું પણ સુતી નથી. હજુ મને ઉંઘ આવતી નથી."

બાર વાગ્યા, પણ ઓકટેવીયા ન આવી પોલીનની ચિંતા વધી.

"તું એટલી બધી કેમ ગભરાય છે?" લોર્ડ ફ્લોરેમલે પુછ્યું.

"એ કહી ગઇ છે કે મોડામાં મોડી અગીઆર વાગે આવી રહીશ.

" કોઇ જરૂરી કામને લીધે એને મોડું થઇ ગયું હશે."

" બનવા જોગ છે," પોલીન જરા વીચાર કરી બોલી.

" કાલે એ બજારમાં ગઇ હતી ત્યારે ઓકસફર્ડ સ્ટ્રીટમાં એક વૃધ્ધ સ્ત્રી ગાડી નીચે આવી ગઇ હતી, ઓાક્ટેવીઆએજ સહુથી પહેલાં તેની પાસે દોડી જઇ તેને ઉઠાડી ને તેને ઘેર લઇ ગઇ. એ બાઇએ તેને બે ત્રણ કલાક રોકી રાખી તેથી ગઇ કાલે એ અગીઆર વાગે ઘેર આવી હતી, આજે સાંજે તેની તબીઅત જોવાને એ ગઇ છે. એ વૃધ્ધ બાઇ તેને રોકી રાખશે. એમ જાણી તે અગીઆર વાગે આવવાનું કહી ગઇ હતી, પણ આ તો બાર વાગવા આવ્યા !—"

" એમ હોય તો ગભરાવાનું કંઇ કારણ નથી. બનવા જોગ છે કે એ બીચારી વૃધ્ધાની તબીઅત આજે બગડી ગઇ હોય. ઓાકટેવીયા બ્હેન તો તારીજ છે ને ! એનું હૃદય પણ તારા જેવુંજ દયાવાન હશે એટલે વૃધ્ધાને એકલી મુકી આવતાં એનો જીવ નહિ ચાલ્યો હોય !" લોર્ડ ફ્લોરેમલે પોલીનની ચીંતા ટાળવાના હેતુથી કહ્યું, આ વાત પોલીનને ગળે ઉતરી ગઇ. તે હસીને બોલી: " હા, એમજ હોવું જોઇએ ચાલ, સુઇ જઇએ."

" ઓાકટેવીયા આજે આવવાની નથી તો પછી આપણે એકજ ઓારડામાં સુઇ જઇશું."

" હા. ચાલ આજે મારી બહેનની જગ્યા તું લેજે—" કહી સરલ હૃદયા પોલીન આગલા દ્વાર બંધ કરી લોર્ડ ફ્લોરેમલ સાથે શયન-ગૃહમાં ગઇ.



# પ્રકરણ ૧૯-મુ

## પોલિનનો પ્રતાપ.

પોલીનની સાથે હાદર અડતાં લોર્ડ ફ્લોરેમલને પુનઃ દુઃખ થયું. તે વિલાસી હતો પણ નીચ ન્હોતો. તેના જીગરમાં ઉદારતા અને સદ્‌ભાવનાનો અભાવ ન્હોતો. પ્રબલ વાસનના અગ્નિથી તેની પવિત્રતા બળી રહી હતી પણ હજુ તેની સાવ ખાખ થઇ ગઇ ન્હોતી હવે તેની કપટબાજીનો છેલ્લો દાવ રમવાનો વખત આવ્યો ત્યારે તે વધુ વાર દગાબાજ રહી શક્યો નહિ, તેનું હૃદય તેને ડંખવા લાગ્યું.

જોત જોતામાં બંન્ને કુમારી પોલીનના શયનગૃહમાં જઇ પહોંચ્યા. બારણું બંધ થયાં. ત્યાં જતાંજ ફ્લોરેમલને ગ્લાનિ થઇ. તે મસ્તક દબાવી એકદમ ખુરસી ઉપર બેસી ગયો. તેના દીલમાં વાસના અને પવિત્રતા વચ્ચે તુમુલ યુધ્ધ થવા લાગ્યું. પોલીન તેનું ફિતરેલું વદન જોઇ તેની પાસે જઇ વહાલથી તેના માથા પર હાથ ફેરવતી બોલી: " પારકાં ઘરમાં સુતાં તને દુઃખ થાય છે-પણ આ ઘર તારૂંજ સમજી લેજે."

પોલીનનો મોહક અવાજ અને તેનો જાદુઇ સ્પર્શ ગજબ કરી ગયો. ફ્લોરેમલની નસેનસમાં ગરમ ખુન વહેવા લાગ્યું. તેણે પ્રબળ પ્રેમથી પોલીનનો હાથ ચુમી લીધો. પોલીન સમજી કે તેની સખી કૃતજ્ઞતા દર્શાવી રહી છે.

" વ્હાલી પોલીન! આપણે જાણે વરસોથી ગાઢ સખીઓ હોઇએ એમ મને લાગે છે. હવેથી હું તને પોલીન કહીશ ને તું મને ગેબ્રીલના નામથીજ બોલાવજે. મીસ ફ્લોરેમલ ને મીસ કલેરંડન એવા લૌકિક વહેવારના શબ્દો મને ગમતા નથી. હુ ઘરથી વિખુટી પડી છું તેનું મને દર્દ થતું નથી. ઉલટું એમ થાય છે કે એ બદમાસોએ કોઇ મંગલ ઘડીએ મારો પીછો પકડ્યો હશે કે જેથી તારા જેવી પ્રિય સખી મને મળી ગઇ! તારી સાથે થોડાજ કલાકની પીછાન હોવા છતાં હું તને

અત્યંત ચાહતાં શીખી છું—" ને યુવાન અમીરે મીઠા સ્વરે પોલીન તરફ જોઇ કહ્યું.

"આપણે બે સખીઓ થઇશું. મેં કેટલીયવાર વિચાર કર્યો હતો કે જો કોઇ સરળ હૃદયા સખી મળી જાય તો કેવું સારું! અમે બે બહેનોના દીલ એટલાં મળી ગયાં છે કે અમારા આત્મા તદ્દન એકતાર થઇ ગયા છે. મારા મનની વાત એ જાણે છે ને એના મનની વાત હું જાણી લઉં છું. કંઇ નવી વાત કહેવાની યા સાંભળવાની હોતીજ નથી—"

"તારો મનોભાવ હું સમજી ગઇ પોલીન! મને પણ એવાજ વિચાર આવતા હતા. મારી ઉમ્મરની સખી મેળવવા માટે હું તડફડી રહી હતી—"

"તારી ઉમ્મર શું ગેબ્રીલ?"

"તુંજ કહેને!"

"એકવીશેક વર્ષ હશે!—" કપટ વેશધારી અમીરને જોઇ પોલીન બોલી.

"તેં આબાદ અનુમાન કર્યું પોલીન આપણે એક બીજાને ખુબ ચાહીશું. આમ આવ, મને એક ચુમી લેવા દે."

નિર્દોષ પોલીન ગેબ્રીલની જાળમાં ફસી પડી. તેણે શીર ઝુકાવ્યું ને ફ્લોરેમલે જબસે લબ મીલાવી દીધા. આ પળે તે દીલપર અંકુશ રાખી શકયો નહિ. પ્રબળ પ્રેમથી પોલીનને ચુંબન લઇ તેણે તેને ગાઢ આલિંગન દીધું.

"ચાલ હવે સુઇ જઇએ. વાત કરતાં કરતાં ઉંઘ આવી જશે."

આટલું કહી પોલીને ગાઉન ઉતારી યોગ્ય સ્થલે મુકી દીધું. ફ્લોરેમલની નજર હવે પોલીનના સુડોળ શરીર પર પડી. તે બેચેન બની ગયો. શું કરવું ને શું નહિ તેનું તેને ભાન રહ્યું નહિ. તેનું

ઊભર વ્યાકુળ થઇ ગયું. પોલીન ફ્લોરેમલ તરફ પીઠ કરી, આઇના સામે ઉભી રહી વાળ ખોલવા લાગી. તેના લાંબા કાળા રેશમ જેવા વાળો તેનાં ખભાં અને પીઠપર ઉડવા લાગ્યા. યુવતીએ વાળની લટોને પીઠપર પછાડી. તેના વાળ એટલા સુંદર હતા કે કોઈ રાણીને પણ આ ખીલતી કળિની સુંદરતાની અદેખાઇ આવત!

પોલિનનું હૃદય કઇ રીતે આકર્ષવું તેના વિચાર કરતાં ગેબ્રીલનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું. તે કંઇક શોકમય સ્વરે બોલ્યો: "પોલીન, તું મારી સખી છેને?"

"આ કેવો સવાલ ગેબ્રીલ? હું તને ખુબ ચાહું છું સમજી!"

"પોલીન! વ્હાલી પોલીન! પ્રેમ એ શી ચીજ છે તે તું જાણે છે?"

"નહિ હજુ મને ખબર નથી"

"નહિ હોય. પણ પ્રેમ કેવી દિવ્ય અને તે સાથેજ કષ્ટપ્રદ ચીજ છે તે તું જાણતી નથી?" આ શબ્દો બોલતાં ગેબ્રીલનો સ્વર કરૂણ થઇ ગયો. પોલિન સમજી કે તેની નવી સખી પ્રેમના ઉપવનમાં કોઇ મધુકરના કાતિલ ડંખથી જખમી થઇ આવી છે.

"તું કોઇના પ્રેમમાં પડી લાગે છે." પોલિન બોલી.

"હા. વ્હાલી! તારાથી હું કંઇ છુપાવવા માગતી નથી. મારા દીલમાં પ્રેમાંકુર ઉગ્યો છે."

"તેનું આટલુ દુ:ખ શા માટે? તું જેને ચાહે છે તે તને નથી ચાહતા?"

"મને તેની ખબર નથી. મને આશા છે કે તે મને ચાહે છે. પણ હજુય મને ડર લાગે છે."

"તારો પ્રેમી બહુ સુંદર છે?"

"એની સુંદરતાની વાતજ ન કર. એ એવી સુંદર છે કે જાણે પરમ સૌન્દર્યવંતી રમણી! મહબ્બત કેવું મધુર અમૃત છે તે તું ખરેજ નથી જાણતી?"

"નહિ."

"અહા! સખી! પ્રેમ કેવો સ્વર્ગિય આનંદ છે! સ્વર્ગિય વિમલ આનંદનું મધુર ઝરણું એટલેજ પ્રેમ!"

"તો તું આટલી દુઃખી કેમ થાય છે?"

"પ્રેમ સુખમય કષ્ટ છે અથવા દુઃખમય સુખ છે. એનું વર્ણન કરતાં મને નથી આવડતું, એ અનિર્વાચ્ય અવર્ણનિય સુખ છે. પ્રેમ એવી વસ્તુ છે કે જે સ્વર્ગિય આશાને માટે મનને ઉત્સાહીત કરે છે અને તેની નીચેજ ભયની નદી વહી જાય છે. એ ભય મનને વ્યગ્ર કરતો નથી પણ ઉલટો પ્રોત્સાહિત કરે છે છતાં પ્રેમમાં ભય છે તેથી મને દુઃખ થાય છે અને આશા છે તેથી મધુર સુખ ઉપજે છે એ સમજવા જેવી વસ્તુ નથી અનુભવથીજ એ માધુર્યનો ખ્યાલ આવે છે. પ્રેમ પ્રકટ થતાંજ હૃદયમાં બે વિરૂધ્ધ ભાવ પ્રકટ થાય છે." ગેબ્રીએ આવેશભર્યા સ્વરે પ્રેમની વ્યાખ્યા આપવાનો પ્રયાસ કર્યો.

"અત્યંત આશ્ચર્યની બીના છે. તો પણ મને લાગે છે કે પ્રેમ શી ચીજ છે તે હું સમજી ગઇ છું." પોલીન બોલી.

"મિત્રતા ધીમે ધીમે પ્રેમમાં પરિણિત થઇ જાય છે. સામાન્ય પીછાન પછી મિત્રતા ને પછી પરમ સુખાવહ પ્રેમ!—"

"તારૂં એવુંજ થયું હતું?"

"હા. મારો સ્વભાવજ એવો છે કે જેને હું ચાહું છું તેની સાથે મારી અકપટ મૈત્રી બંધાઇ જાય છે મને આશા છે કે મારા પ્રિયતમ મને નિરાશ નહિ કરે."

"પરમાત્મા તારી આશા સફળ કરે જો હું પુરૂષ હોત તો હું તને પ્રાણથી પણ અધિક પ્રેમ કરત અને તું મને ચાહે છે એ જાણતાંજ મારો પ્રેમ ઓર વધી જાત."

"વ્હાલી ! તારા દીલમાં અચાનક આવા ભાવ પેદા થયા એ મારે માટે જેવા તેવા આનંદની વાત નથી." ફ્લોરેમલનો સ્વર પ્રેમાવેશથી ગદગદ થઇ ગયો.

"ગેબ્રીલ !—" પોલીન પોતાની છદ્મવેષી સખી સાથે નયન મીલાવી બોલી: "તું સુંદર છે, પવિત્ર, નમ્ર અને સ્નેહાળ છે તારામાં એ ગુણો ન હોત તો મળતા વારજ મારૂં મન મોહી લેત ખરી ? પ્રિય સખી ! તારી સાથે પીછાન થતાં કોઇ પણ તને ચાહ્યા વિના ન રહી શકે એવું જાદુ તારામાં પ્રભુએ ભર્યું છે."

"તું ક્યાં ઓછી જાદુગરી છે ? આપણે જીવનભર એક થઇ રહીશું."

"હા. જીવનભર સખીઓ રહીશું." પોલિન બોલી અને બાકીના વસ્રો ઉતરવા લાગી. એ સૌંન્દર્યની રાણીને અધ વસ્રોમાં જોઇ યુવાન ફ્લોરેમલનું હયું હેલે ચઢ્યું, તે સ્તબ્ધ બની ખુરશીપર બેસી રહ્યો પોલિન તેની મધુર વાતોથી મુગ્ધ બની ગઇ હતી. તે ફ્લોરેમલને ચુપ થયેલા જોઇ તેને ગળે વળગી પડી અને વ્હાલથી ચુમી લેવા લાગી કુમારી પોલિનના ઉન્નત ઉરજ ગેબ્રીલના હૃદય સાથે દબાયા. તેના ગોરા ગોરા હાથ એ યુવાનના ગળાની આસપાસ વીંટાઇ વળ્યા અનુરક્ત અમીર પાગલ થઇ ગયો. તેને સંયમ જાળવતા મહા વ્યથા થવા લાગી.

"પોલિન ! હું તને કેટલા પ્રબલ પ્રેમથી ચાહુ છું તે તું નથી જાણતી."

"એમ ? મને તારા જેવી સ્નેહાલ સખી બહુ ગમે છે." કહી પોલીન ડ્રેસીંગ ટેબલ તરફ જવા લાગી.

"વ્હાલી ! હું તને પ્રબલ આવેશથી શા માટે ચાહું છું તે તું કલ્પી શકે છે ? શા માટે તારા ચરણો પર પડી તારી પુજા કરવાનું મને મન થઇ જાય છે ?"

"શા માટે એમ થાય છે ?" જરા મસ્તીભરી અદાથી નયન નચાવતી પોલિન બોલી; "મારી સાથે પરણી જવાનો વિચારતો નથી

કરતી ને !—" ભોળી કુમારીકા ખિલખિલ હસી પડી. ગેબ્રીલના દીલમાં કંઇનું કંઇ થઇ ગયું.

"તું પરમ સૌન્દર્યની સ્વામિનિ છે તેથી હું તારા પર મોહી પડી છું એમ નથી તારૂં વદન મારા મનમોહનના વદન સાથે આબાદ મળતું આવે છે તેથી તને જોતાંજ હું પાગલ થઇ ગઇ છું. પોલિન ! વ્હાલી ! આ પળે, આપણે પરીઓની વાતોમાં વાંચીએ છીએ તેમ, કોઇ પરી આવીને આપણ બેમાંથી એકને પુરૂષ બનાવી દે તો કેવું ?"

પોલિન આ સાંભળી અત્યંત તાજુબ થઇ ગ્રેબ્રીલ તરફ જોઇ બોલી: "તને પણ કેવા વિચિત્ર ખ્યાલો આવે છે !"

"નારાજ ના થા સખી ! હું બહુ વિચિત્ર પુતળી છું. કલ્પનાના પ્રદેશમાં હું અનેક ચિત્ર વિચિત્ર દુનિયા ખડી કરૂં છું. મને ધિક્કારી ન કાઢતી. અહા ! હું કેવું મધુર સ્વપ્ન જોઇ રહી હતી ! તેં મારૂં સુખદ સ્વપ્ન તોડી નાખ્યું. નંદનવનની ફુલવાડીમાં આનંદથી ફરતાં ફરતાં હું વિચાર કરી રહી હતી કે પરીઓની વાર્તાની પેઠે અત્રે કોઇ દેવ યા દાનવ આવી મને જાદુની લાકડી લગાવી પુરૂષ બનાવી દઇ કહે કે 'ગેબ્રીલ ! તું પોલિનને પ્રાણથી પણ અધિક પ્રેમ કરે છે માટે તને પુરૂષ બનાવવામાં આવે છે એને ચરણે પડી એના પ્રેમની ભીક્ષા માગ અને એની સાથે લગ્ન કરી સુખી થા' પોલિન ! વ્હાલી ! ખરેખર એવો ચમત્કાર થઇ જાય તો આપણને કેવો લ્હાવો મળે !–"

પોલિન ચમકી. ફ્લોરેમલની ચમકીલી આંખો અને રકતવર્ણી ગાલો તરફ આશ્ચર્યથી નજર કરી તે બોલી: "નહિ ગેબ્રીલ ! પ્રભુને ખાતર એવી વાત ન કર. તારી વાત સાંભળી મને ભય ઉપજે છે. કેમ જાણે કેમ મારા દીલમાં કમ્પ થાય છે."

પોલિનના પીન પયોધર પરની સ્થીર દષ્ટિ ફેરવી લઇ વેષધારી યુવાન જરા હસીને બોલ્યો: "નાહક શા માટે ડરે છે સખી ! એવા જાદુઇ ચમત્કારના દહાડા કયારના વહી ગયા ! એવું કદિ થાય ખરૂં ? પણ પોલિન ! માની લે કે કદાચ એવો ચમત્કાર થઇ જાય તો તું

નારાજ થશે? મને ધુતકારી કાઢશે? હમણાંજ તું કહી ગઇ કે તું પ્રેમની બારાખડી પણ ભણી નથી. મેં તને પ્રેમમાં કેવો અનિર્વાચ્ય આનંદ છે તેની વ્યાખ્યા સમજાવી. માની લે કે કોઇ કૃપાળુ દેવ આવી ગયો છે ને તેના જાદુથી મને પુરૂષ બનાવી અનગંળ સંપતિ અને અસંત પ્રતિષ્ઠાની બક્ષીસ કરી ગયો છે! આ બધું થઇ ગયું છે એમ માની લે વ્હાલી! અને પછી હું તારે ચરણે પડી તારા પ્રેમની ભીક્ષા માગી તારા જમણા હાથનું દાન માગું તો તું ના પાડશે?"

કલ્પનાને નામે લોર્ડ ફ્લોરેમલ પોતાના મનની વાત પ્રકટ કરવા લાગ્યો. તેની વાતપરથી પોલિનને જરા સંદેહ ગયો હતો તે હવે પાકો થઇ ગયો. અચાનક ક્રોધથી તેનું મ્હો લાલ થઇ ગયું. મ્હોમાંથી ધીમી ચીસ નીકળી પડી ચમકીને પાછળ હઠી જઇ તે બારી પાસે ગઇ બારી ખોલી નાખી બુમ પાડી તે કોઇને મદદે બોલાવવાનો વિચાર કરતી હતી પણ તેની જીભ ન ઉપડી તે ભયથી થરથર કંપવા લાગી અને અચેત જેવી ખુરશી પર બેસી ગઇ.

એ જોઇ ફ્લોરેમલ તરત તેના પાસે ગયો અને ઘુંટણીએ પડી પોલીનનો હાથ પકડી કંઇ ગણગણ્યો. પોલીને સ્ત્રી સુલભ લજ્જાથી છાતી ઢાંકી દીધી અને વિષાદ તથા તિરસ્કારપૂર્ણ સ્વરે તે બોલી: "આ વેષમાં તમે કોણ છો તે સમજાતું નથી બોલો, સાચું બોલો તમે કોણ છો?"

"વ્હાલી પોલિન! દેવી જાદુ થઇ ગયું. જો તારી સામે તારો પ્રેમી તારા પ્રેમની ભીક્ષા માગતો ઉભો છે."

આ સાંભળતાંજ પોલિન ચોંકી. ભયંકર આફતની આ શંકાથી સહસા તેના હૃદયમાં બળ આવ્યું. તરત ઉભી થઇ તેણે શાલ ઓઢી લીધી હવે તેના દીલમાં ભય રહ્યો ન્હોતો. પણ તેના વદન પર અપૂર્વ જ્યોતિ ચમકી રહી હતી.

"ગમે તે હો. હું હુકમ કરૂં છું કે અહિંથી રસ્તો માપો." પોલિને હિમ્મતથી આંખો લાલ કરી લોર્ડ ફ્લોરેમલને માર્ગ બતાવ્યો. "તું મારાપર આટલી નારાજ થઇ ગઇ છે એ સમયે હું તને છોડી

જઇ શકતો નથી. તારી સામેજ હું જીવ આપી દઇશ. તારે મારાથી કરવાનું લેશ માત્ર પ્રયોજન નથી. વ્હાલી પોલિન! મારાપર દયા કર હું તને ચાહું છું. તારે માટે તનમન ધન ન્યોછાવર કરવા તૈયાર છું. તું મારી આરાધ્ય દેવી છે. પોલિન! જો તું પ્રસન્ન નહિ થાય તો હતાશ થઇ હું આપઘાત કરી જાન દઇશ."

"હું ફરીથી તમને કહું છું કે અહિંથી ચાલ્યા જાઓ જો હમણાં ચાલ્યા જશો તો તમારા આવા દગાને હું માફ કરીશ—નહિ તો કદિ પણ નહિ—"

"તું બહુ સખ્ત થઇ છે." કંપિત ઓઠે તે અમીર બોલ્યો:" પણ નહિ. તારી વાત સાચી છે. હું તિરસ્કાર પાત્ર છુંજ મેં ભયંકર દગાબાજી કરી છે. સુંદરી, હું ખરેખરો નરાધમ છું. મને માફ કરો..."

પોલિનને તેની દયા આવી "જો તમને ખરેખર અનુતાપ થતો હોય તો અહિંથી ચાલ્યા જાઓ ને તમારા પાપનું પ્રાયશ્ચિત્ત કરો."

પોલિનનું જ્યોતિર્મય વદન જોઇ ફ્લોરેમલના પાપી વિકારો ઉડી ગયા અને તેને બદલે પવિત્ર પ્રેમનો ઉદય થયો. તેનું જીગર વિચલિત થઇ ગયું હતું. તેને ભારી પરતાવો થવા લાગ્યો. કરુણ ભાવે ગદ્ગદ્ કંઠે તે બોલ્યો:

"તું મને કોઇ રીતે ક્ષમા નહિ કરે? અરે! રામ! મને શું સુઝયું!—" અચાનક તેણે હાથ જોડયા અને ભીખ માગતો હોય મ બોલવા લાગ્યો:" મહેરબાની કરી મારા બે બોલ સાંભળી લે. એક બાઇએ મારી સમક્ષ તારા અપુર્વ સૌન્દર્યની પ્રશંસા કરી હતી. સાંભળતાંજ હું તારા પર મુગ્ધ થઇ ગયો હતો. તને મળવા ાટે—તને જોવા માટે—મેં ભગીરથ પ્રયાસ કર્યો અને અત્યાર સુધી ારી આશા પુર્ણ થઇ મેં તારી સાથે જે દગો કર્યો છે તેનું ફળ ને સારી રીતે મળી ગયું છે. તારો ક્રોધ જોઇ મારો પ્રાણ ઉડી જાય છે, કૃપા કરી હવે શાંત થા—ગુસ્સો છોડી પ્રસન્ન થા. પ્રિયે! જો તારે ચરણે પડી વિનંતી કરું છું મને ફકત બે આશાજનક બોલ કહી

દે. વ્હાલી ! ફક્ત એ બોલ તારા મધુર સ્વરે બોલી દે. તું મને ઓળખતી નથી હું પ્રભુના કસમ લઇ કહું છું કે હું તારી સાથે લગ્ન કરવા માગું છું. આટલી ઉમ્મરમાં મેં અનેક રમણીઓ જોઇ છે પણ તારા સિવાય મારા જીગરમાં કોઇ પણ યુવતી જડાઇ બેઠી નથી, હું ખોટી વાત નથી કરતો તારી પવિત્રતા પર કલંક લગાડવાનો મારો વિચાર હવે બદલાઇ ગયો છે. બોલ, બોલ, વ્હાલી ! તું મધુર મિસ કલેરંડન મટી લેડી ફ્લોરેમલ થવાની કૃપા કરીશ ?"

પોતાની સામે એક સંપતિ શાલી ઉમરાવ ઉભો છે એવી વાત સાંભળી પોલિન વિસ્મિત અને હતબુધ્ધિ થઇ ગઇ "તમે કોણ છો ? સાચું બોલજો."

"હું લોર્ડ ફ્લોરેમલ છું પણ તારે માટે તો ગેબ્રીલજ છું."

આજ પળે એક ગાડી મકાનના દરવાજા આગળ આવી પહોંચી. પોલિને બારીનો પરદો ઉપાડી રસ્તાપર નજર ફેંકી અને લોર્ડ તરફ જોઇ તે ગભરાટથી કંપવા લાગી: "સત્યાનાશ ! બાપુ આવ્યા–" પોલિન આટલા શબ્દો બોલી શકી: "હવે શું કરૂં ! ઓકટેવિયા પણ હજુ આવી નથી..."

"ગભરા ના, ધીરજ ધર, પ્રભુ કૃપાથી સર્વ સારા વાના થશે. ચિંતા કરવાની જરૂર નથી" લોર્ડ ફ્લોરેમલે પોલિનને શાંતિ આપતાં કહ્યું.

"શું કરીશું ?"

આ સમયે પોલિન લોર્ડ ફ્લોરેમલના પંજામાં આવી ગઇ હતી, તે ચાહે તો તેની આબરૂ બચાવી શકે ચાહે તો ધુળમાં મેળવી દે– એવી ભયંકર સ્થિતિ ઉભી થઇ હતી.

"બાપુજીને કંઇ પણ શક ન જાય તે માટે શું કરશો ?" પોલિને કરૂણ સ્વરે લોર્ડ ફ્લોરેમલને પુછ્યું.

આ પળે બારણા જોરથી ખખડાવવામાં આવ્યા.

"તું ગભરા ના. બધું ઠીક થઇ જશે."

"પણ જલદી બોલોને ! મારો જીવ ગભરાઇ ગયો છે."

"જો સાંભળ તારા પિતાને લેશ માત્ર શંકા ન જાય તથા તારી બ્હેનના ચારિત્ર્ય ને કલંક ન લાગે તે માટે હવે ઉપાય કરવાની જરૂર છે."

"હું કંઇ સમજી શકતી નથી."

"હું એમ કહું છું કે તારી બ્હેન રાત બ્હાર ગાળે છે એ વાત તારા પિતા જાણી જશે તો તે બહુ ગુસ્સે થશે તું હું કહું એમ કર, તારા પિતાને ઓકટેવિયા ઘરમાંજ છે એમજ કહેજે. પણ તેમને તેના ઓરડામાં જવા ન દેતી—જા, દરવાજો ખોલી આવ—"

આ સમયે ફરીથી બારણાં ખખડયાં ને પોલિન યોગ્ય રીતે પોતાની દેહલતા ઢાંકી દઇ બારણાં ખોલવા ગઇ.

પ્રિય, વાંચનાર ? આ ગોટાળા ચક્રમાંથી પોલિન શી રીતે નિષ્કલંક બહાર આવી ? આ વેષધારી લોર્ડ ફ્લોરેમલના શા હાલ થયા? પોલિનના પ્રભાવથી પવિત્ર થયલા તેના હૃદયમાં હવે નવા ભાવો કેવા પ્રગટ થાય છે ? મિસીસ બ્રેસના નીચ ભવનમાં પ્રેમલીલામાં નિમગ્ન થયલી ભોળી ઓકટેવિયાનું શું થયું ? આ નવલકથાની રંગભૂમિપર નવા આવેલા પેલા ટીમોથી મીમલ્સ અને એમેલોને કેવા કેવા રંગ ભજવ્યા ? અને સૌથી વધુ ગજબનાક વાત—પેલી કુમારી મિસીસ મોરડોંટ અને તેની સાથી મિસીસ સ્મિથ જે ડોકટર થસંટનને પોતાનો પુત્ર આપી ચાલી ગઇ હતી તેનો ભયંકર ભેદ શો હતો ? જરા ધીરજ ધર ઉત્સાહથી આ નવલકથા આગળ ને આગળ ધપવા દે અને અમે તને ખાત્રી આપીએ છીએ કે તે કદિ ન વાંચેલી, ન કલ્પેલી એવી નવલકથા વાંચવાનો લ્હાવો અમે તને ચખાડીશું.



## પ્રકરણ ૨૦ મું.

### ભેદ ફુટયો.

પોલિનનો પિતા મી૦ કલેરંડન અચાનક આવી પુગવાથી લોર્ડ ફલોરેમલની કપટબાજીથી મધરાતે એકજ ઓરડામાં એકલી ફસી પડેલી નિર્દોષ યુવતી પ્રથમ તો અત્યંત ગભરાઇ ગઇ પણ તેની પવિત્રતા જીતી. લોર્ડ ફલોરેમલ વિકારી બદમાસ મટી જ્યોતિર્મય પોલિન સાથે પવિત્ર લગ્નગ્રંથિથી જોડાવાને ઉત્સુક થયો અને તેથી પોલિનને ઓકટેવિયાની આબરૂ બચાવવાની હીકમત બતાવી તેણે તેને બારણું ઉઘાડવા મોકલી.

મી૦ કલેરંડનની ઉમ્મર ૫૪ વર્ષની હતી. તેના ચહેરા પર ખાનદાનીની ચમક, દઢતા અને ઉગ્રતા જણાતાં હતાં તેના વિશાલ લલાટપર ચાલુ શોકજનક ચિંતનની છાપ હતી. તેનું મ્હો નાનું, ચીબુક કંઇક ટુંકું, રંગ સહેજ શામળો, અને આંખો ચીની હતાં. તેની નજર મર્મભેદી ન હોવા છતાં એવી હતી કે સામા માણસનું દીલ પારખી શકતી તેની મુછોના વાળ અત્યંત કાળા હતા. ચિંતાથી તેની દેહ કંઇ દુબળી પડી હતી. તે પોતાની પુત્રીઓને ખુબ ચાહતો હતો. દુઃખી થઇ પડવાથી તેનો સ્વભાવ સહેજ ચીડીઓ થઇ ગયો હતો તો પણ તે પોતાની પુત્રીઓને કદિ કડવા શબ્દો કહેતો નહિ સ્વભાવે તે શાંત હતો વધુ લવારો કરવાની તેને ટેવ ન્હોતી બનતાં સુધી તે એકાંતમાંજ જીવન ગાળતો તેથી પોલિન અને ઓકટેવિયા વારંવાર તેના ઓરડામાં ન જતાં એકમેક સાથેજ વાતચીત કરી દિવસ કાઢી નાખતી. બન્નેની હીલચાલમાં મી. કલેરંડન કદિ માથું મારતો નહિ. સાંજે બને સાથે ફરવા જતી. ઉભય પર તેમના પિતાનો વિશ્વાસ હતો. બંનેની સરળતા જોઇને મી૦ કલેરંડનને તેમના ચારિત્ર્યની ચિંતા કરવાનું કશું પ્રયોજન જણાતું ન્હોતું.

ફાનસ લઇ પોલિન બારણું ખોલવા ગઇ દ્વાર ખોલતાંજ મી૦ કલેરંડને પોતાની પુત્રીને વ્હાલથી છાતી સરસી લગાવી કહ્યું: "ખુશી થા દીકરી! હું ખુશખબર લાવ્યો છું, હું આટલો જલદી આવીશ એવી તને આશા ન્હોતી ખરૂં?"

ઘણા દિવસ પછી પિતાને મળતાં પોલિન પોતાની કઢંગી સ્થિતિ અને ઓક્ટેવિયાની શરમભરી ગેરહાજરી ભૂલી ગઇ તેના વદનપર પ્રસન્નતા છવાઇ ગઇ.

"પિતાજી, તમે ક્ષેમ કુશળ પાછા આવ્યા તેથી હું ઘણી ખુશી થઇ છું."

આ પળે નોકર મી. કલેરંડનની ટ્રંક મુકી ગયો. બંને બાપ દીકરી ઘરમાં દાખલ થયાં.

"પિતાજી, તમે ભૂખ્યા હશો. કંઇ ખાવાનું લાવું?" પોલિન બોલી. મી. કલેરંડન ખરેખર થાકથી ભૂખ્યો થયો હતો પણ તેના મ્હોંપર આજે એવી ખુશાલી છવાઇ હતી કે જેવી પોલિને કદિ જોઇ ન્હોતી.

"મને ભુખ નથી દીકરી! મુસાફરીથી જરા કંટાળ્યો છું એટલુંજ. રસ્તો બરફ પડવાથી ખરાબ થઇ ગયો છે. ઓક્ટેવિયા તો સારી છે ને!"

"હા. મઝામાં છે." આટલું બોલતાં પોલીનનું મ્હો ઉતરી ગયું.

"એ સુઇ ગઇ છે?"

"હા."

"સુવા દે. હમણાં જગાડવાની જરૂર નથી. તારા ઓરડામાં બતી જોઇ મને જરા અજાયબી લાગી હતી પણ તને ઉંઘમાંથી જગાડવી નહિ પડે એ જાણી આનંદ પણ થયો."

"તમે જાણો છો કે અમે બહુ ડરતી નથી પણ આજે મેં બતી ભુલથી રહેવા દીધી હતી..." ફરીથી પોલીનનો ચહેરો ઉતરી ગયો તરત તેણે વાત ફેરવી કહ્યું: "પિતાજી, તમે કહેનાતા ને કે તમે કંઇ ખુશખબર લઇ આવ્યા છો!"

"હા. લોર્ડ માર્ચમોંટ આખરે ઠેકાણે આવ્યા છે. બધી વાત સહવારે કહીશ. હમણાં હું બહુ થાકી ગયો છું, જા, સુઇ જા." મી. કલેરંડન આટલું કહી પોલિનને એક ચુમી લઇ હાથમાં ફાનસ લઇ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

હવે પોલિન એકલી પડી. બીજું ફાનસ સળગાવી કંપતી કંપતી તે પોતાના ઓરડામાં ગઇ. આ સમયે તેની છાતી જોસથી ધડકી રહી હતી.

પોલિન પંદર મિનિટ બહાર રહી એટલા સમયમાં લોર્ડ ફ્લોરેમલની મતિ પાછી બગડી ગઇ સરલ હૃદયા પોલિન ફ્લોરેમલની કપટકળા સમજી શકી ન્હોતી તેથી તે એક પછી એક વસ્ત્ર કાઢી સુવાની તૈયારી કરી હતી. તે સમયે એ વિલાસી યુવાને તેની સુંદર દેહ કલિ જોઇ લીધી હતી. પોલિનની ગેરહાજરીમાં એ જાદુભર્યા સૌન્દર્યનો વિચાર આવતાં તેનો કામાગ્નિ ભડકી ઉઠયો. અગાઉ પોલિનના પ્રતાપથી પ્રગટેલા સઘળા ઉન્નત વિચારો હવામાં ઉડી ગયા અને તે અસલના જેવો કામાચારી થઇ ગયો પોલિનના રૂપ ગુણ પર મોહી તેણે તેની સાથે પવિત્ર લગ્નગ્રંથિથી જોડાવાની વાત કરી હતી તે માટે તે હવે મનમાંને મનમાં હસવા લાગ્યો. લગ્નની બેડીથી જકડાવાની વાત તેને બચ્ચાના નાદાન ખેલ સમી લાગી. જેમ જેમ તે પોલિનની સુંદરતાનો વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેનું મન કલુષિત થતું ગયું. અંતે એના સર્વ ઉચ્ચ ભાવો ઉડી ગયા. હવે ગમે તે થાય પણ પોતાની વાસના તૃપ્ત કરવાનો તેણે વિચાર કર્યો માન જાય, લાજ જાય, મર્યાદા જાય, સર્વ ફના થઇ જાય પણ પોતાનું ધાર્યું કરીનેજ જવું એવો ફ્લોરેમલે નિશ્ચય કર્યો.

પોલિન પિતાને મળી પાછી ઓરડીમાં આવી ત્યારે તેના શરીર પર શાલ ઓઢેલી હતી. પણ તેની લાંબી ગરદન, સુવર્ણ કળશ સમા પયોધરો, સુંદર ખભા, અને લચકદાર પાતળી કમર–એ સર્વ લોર્ડ ફ્લોરેમલના હૃદયમાં રમી રહ્યા હતા એનાજ વિચાર કરી કરીને તે ઉન્મત થઇ રહ્યો હતો.

ઓરડામાં જઇ પોલિને ટેબલ પર ફાનસ મુકયું અને સંભાળ પુર્વક શરીર ઢાંકી લોર્ડ ફ્લોરેમલની નજીકની ખુરશી પર બેસી તેના તરફ કરૂણ-વિનિત ભાવે જોઇ રહી. એની કરૂણ નજર જોઇ યુવાન અમીરને પુનઃ ઝટકો લાગ્યો. તેના હૃદયને પુનઃ દુઃખ થયું.

"અમીર સાહેબ!—" પોલિન અતિ મૃદુ સ્વરે બોલી: "આપ એક આબરૂદાર ગૃહસ્થના ઘરમાં આવ્યા છો, હવે મારી લાજ તમારા હાથમાં છે. હું તમારી સંપુર્ણ દયા માગું છું."

આ શબ્દોએ ફ્લોરેમલને શાંત કરી મૂકયો. તે વિકારી નજરે તેની નજીક બેઠેલી જોબનવતી લલનાનું મુખકમલ જોઇ રહ્યો પણ તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. પોલીનના ગાલપર લાલી છવાઇ રહી હતી. તે શીર ઝૂકાવી પુનઃ "અરધાજ કલાકની વાત પર તમે મારી સાથે લગ્ન કરવાની માગણી કરી હતી. તમે મારી સાથે જે દગો કર્યો હતો તેનો દોષ દૂર કરવાના હેતુથી તમે પવિત્ર લગ્નગ્રંથિની વાત કરી હતી. પણ હમણાં એ માગણીનો જવાબ માગવાની હઠ ન કરશો તમે ફરીથી એકવાર એ વાત પર વિચાર કરી જુઓ...પછી..." તેનો સ્વર કંપી ઉઠયો. તેના અરધા વાકય પરથી ફ્લોરેમલ સમજી ગયો કે પોતાની કામના સિધ્ધ થવાની પલ આવી ગઇ છે તે તરત બોલી ઉઠયો: "નહિ, વ્હાલી! હવે એ વિષે વિચાર કરવાની કંઇ જરૂર નથી. હું તને જાનો જીગરથી ચાહું છું. તું મારી આરાધ્ય દેવી છે. પ્રાણેશ્વરી છે, હૃદયેશ્વરી છે—"

"તમારી આવી વાતો હું આ વખતે સાંભળવા નથી માગતી તમે હમણાં જે વાત કરી તેમાં ઉદારતા છે તેથી તમારા પર મને વિશ્વાસ આવે છે. કૃપા કરી એ વિશ્વાસને નષ્ટ ન કરશો. એજ વિશ્વાસ પર હું મારા પ્રાણ પ્યારા પિતાને ઠગવાને તૈયાર થઇ હતી; નહિ તો તમારી દગાબાજ શેતરંજની બધી વાત મેં કયારની મારા પિતાજીને કહી દીધી હોત. હું પિતાને છેતરી આવી તે માટે મને શરમ આવે છે. પિતાજીએ મને ઓકટેવિયાની ખબર પુછી હતી. મારા જવાબથી તેમની ખાત્રી થઇ ગઇ કે ઓકટેવિયા ઘરમાં છે. અરે રામ! આજે મારે પહેલીવાર પિતા સમક્ષ જાૂઠું બોલવું પડયું. ફરીથી કદિ એવું નહિ કરૂં—"

"પોલિન! વિચાર કરી જો. તેં બે જુઠા બોલ કહી તારી બ્હેનની લાજ બચાવી છે, નહિ તો તારા પિતાને ઓકટેવિયાપર જરૂર શક જાત."

"કેમ ? પિતા પોતાની પુત્રીપર શા માટે શક લાવે ? સહવારે આવતાં વાર ઓક્ટેવિયા પિતાજીને પોતાની ગેરહાજરીનું કારણ કહી દેશે–" બાજુનાજ ઓરડામાં મી. ક્લેરંડન સુતેલો હોવાથી પોલિને ધીમે સ્વરે કહ્યું.

આ પળે લોર્ડ ફ્લોરેમલને એક નવોજ ઇલાજ સુજ્યો પોલિનના હૃદયમાં ભાવી સુખની મધુર લાલસા જગાવીને તથા તેના સરલ જીગરમાં કોમલ અભિલાષ પ્રગટ કરીને તેને વશ કરી લેવાના ઇરાદાથી તે બોલ્યો: "નહિ પોલિન ! ઓક્ટેવિયા પોતાની ગેરહાજરીનું સંતોષકારક કારણ બતાવી શકવાની નથી."

"શું ? તમે શું કહો છો ?" પોલિન કંપી બીજીજ પળે તે જરા ગુસ્સે થઇ બોલી: "શું તમે મારી પવિત્ર બ્હેનના નામપર કલંક લગાડવાની હિમ્મત કરો છો ?"

"પોલિન ! મનની વાત છૂપાવવાથી યા સત્ય પર ઢાંક પીછોડો કરવાથી કંઇ વળે છે ? હું કસમથી કહું છું કે હું જાણી જોઇને તારૂં દીલ દુખાવવા નથી માગતો. તારે જોઇએ તેમ માની લે. હું તારો મિત્ર, ભાઇ યા સ્વામીની પેઠે જે વાત કરૂં તે દીલ કઠણ કરી સાંભળી લે."

પોલિન લોર્ડ ફ્લોરેમલના દૃઢ સ્વરથી ડરી ગઇ. તે કંપિત સ્વરે બોલી: "બોલો, બોલો, હું ગમે તે સાંભળવાને તૈયાર છું.

"તારી બ્હેન પ્રેમજાળમાં ફસી ગઇ છે" ધીમેથી લોર્ડ ફ્લોરેમલે સત્યનો સ્ફોટ કર્યો.

"હું ! પ્રેમમાં પડી છે ? અશકય !" અત્યંત અજાયબીથી પોલિન બોલી ઉઠી.

"મારી ભોળી પોલિન ! ઓક્ટેવિયા પ્રેમસાગરમાં સ્નાન કરવા પડી હોય એમાં કંઇ નવાઇ છે ? તું પોતે મારા પ્રેમ પાશમાં બંધાઇ નથી ગઇ ?" કંઇક સ્મિત સહિત તે યુવાન ઉમરાવ બોલ્યો.

"નામદાર ! આવી કઠોર મશ્કરી કરવી એ મહા નિષ્ઠુરતા છે."

"નહિ વ્હાલી! હું મશ્કરી કરતો નથી—સત્ય કહું છું. તારી બ્હેન મહોબતની કેફને લીધે તને ઠગીને બહાર ગઇ છે."

આ સાંભળતાં પોલિનની આંખમાંથી આંસુ ટપકી પડયાં "જો આ વાત સાચી હોય..." નહિ, નહિ. ઓકટેવિયા મારાથી કંઇ પણ છુપાવે નહિ—કહી તેણે ગાલ પરથી આંસુ લુછી નાખ્યા.

"હશે. પણ મારી એક વાત સાંભળી લે તું હજુ નાદાન છે. છતાં પ્રેમના જાદુથી તદન અજાણી તો નથીજ હું તને એકજ સવાલ પૂછું? સાચો જવાબ આપજે સ્હવારે ઓકટેવિયા ઘેર આવશે ત્યારે તેને તું આજની રાતની બધી વાત કહી દેશે?" સ્નેહભરી નજરે પોલિન તરફ જોઇ સસ્મિત વદને લોર્ડ ફ્લોરેમલ બોલ્યો. એ વાત સાંભળતાંજ સાંભળનારીના મ્હોપર શરમની લાલી છવાઇ ગઇ તેણે મસ્તક નમાવી દીધું. થોડીક વાર તે કંઇ ન બોલી પછી ધીમા કંપિત સ્વરે તેણે કહ્યુ: "સમજુ નિર્દોષોને પણ કેટલીક વાતો છૂપાવવાની ફરજ પડે છે."

"હવે સમજી તે ખરું..." તે યુવાન અમીર મદમાતા નેત્રોએ પોતાની પ્રેમપાત્રીને જોઇ બોલ્યો: "હવે તું સમજી શકશે કે તારી બ્હેન પ્રેમમાં પડી છે અને એ વાત તારાથી તેણે છૂપી રાખી છે એ સવથા સભવિત છે. વ્હાલી! તારી બ્હેન પ્રેમ સરવરમાં ડૂબી ગઇ છે. પણ તેના પ્રેમીને તેની આગળ ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવી પડતી નથી. એના સવ મનોરથો પૂર્ણ થઇ ગયા છે."

ફરીથી પોલિનના જીગરપર ઘા થયો. "ઓકટેવિયા એટલી બધી નિર્બળ થઇ ગઇ હશે એમ હું હજુ પણ માની શકતી નથી."

"વ્હાલી! હજુ તું કુંવારી છે—પ્રેમ રસના મધુર સ્વાદથી વંચિત છે. પ્રેમની દુનિયાના ભેદ હજુ તું ભેદિ શકતી નથી. જ્યારે તું સંસારમાં પડીશ ત્યારેજ પ્રેમમાં કેવું અનિર્વાચ્ય સુખ છે તે તું જાણી શકીશ. સાચું માન કે તારી બ્હેન કૌમાર ધમની સીમા વટાવી ગઇ છે. અત્યારે પણ તે પોતાના પ્રેમીની ગોદમાં બેસીને પ્રેમની નીશામાં ચકચૂર થઇ ગઇ હશે."

"બસ, બસ. હવે એ વાત ન લંબાવો." અદ્દભુત ભાવથી કંપીને પોલિન બોલી ઉઠી.

"ધીમે–તારા પિતા બાજુના રૂમમાં છે તે ભુલી ગઇ ?"

"હા. ઠીક યાદ આપી. કાલે ઓકટેવિયા ઘેર આવી શું કહેશે ? એના મનોભાવ કેવા હશે ? હવે ઓકટેવિયા ઘેર નહિ આવે ?"

"ડર ના. એ કાલે જરૂર ઘેર આવી રહેશે."

"આહ ! તમે ઘણી વાત જાણતા લાગો છો. મારી બ્હેનના જીવનથી તમે પરિચિત જણાવ છો. કદાચ તમને પહેલાથીજ ખબર હશે કે એ આજે રાતે ઘેર આવવાની નથી."

"વ્હાલી ! હું તારાથી કંઇ છુપાવવા નથી માગતો–"

પુનઃ પોલિનના જીગરમાં કૌમારનું ગૌરવ પ્રગટી નીકળ્યું. "હું તમને ફરીથી મને "વ્હાલી" કહેવાની મના કરૂં છું. એવા શબ્દ મને ગમતા નથી."

"ત્યારે તું મને ચાહતી નથી ?" એકદમ તે યુવાનનો સ્વર ગદ ગદ થઇ ગયો. અનેક પ્રકારની ચિંતાથી પોલિનનું હ્રદય દુઃખી થઇ ગયું હતું, સમીર સંચાલિત વીણા સમા મૃદુ મધુર સ્વરે તે બોલીઃ "જો તમે મારી બ્હેનનું રક્ષણ કરશો, તેને મારા પિતાના ક્રોધથી બચાવી લેશો તો હું તમને ચાહીશ તમારે પગે પડીશ અને તમને મારા પ્રભુ ગણી પુજીશ."

"બોલ, તું મારી પાસે શું કરાવવા માગે છે ?"

"જો તમે મને ખરેખર ચાહતા હો તો એવું કરો કે જેથી પિતાજીને મારી બ્હેનના દોષની ખબર ન પડે. ઓકટેવિયા હમણા કયાં છે તે તમે જાણો છો ! હા. તમારી વાત પરથી હું સમજી ગઇ છું કે તમને તે ખબર છે. લોર્ડ ફ્લોરેમલ !–"

"પોલિન ! તું મને ગેબ્રીલજ કહે–"

"વારૂ. ગેબ્રીલ કહીશ." બ્હેનની લાજ બચાવવાને પોલિન તરતજ ફ્લોરેમલની ઇચ્છાને વશ થઇ. "હું તમને 'મારા વ્હાલા

મિત્ર' ગેબ્રીલ કહીને બોલાવીશ. જો તમે એટલું કરશો તો હું જન્મભર તમારી આભારી થઇ રહીશ—તમને કદિ ભુલીશ નહિ. તમે તરત અહિંથી મારી બ્હેન પાસે જાઓ અને તેને મળી પિતાના આગમનની તેને ખબર આપો. પિતાજી જાગે તે પહેલાં એ ઘેર આવી જાય એવી ગોઠવણ કરજો અને એ પણ કહેજો કે એનું કલંક છૂપાવવા માટે હુ તન મનથી પ્રયત્ન કરીશ, બોલો મારા ગેબ્રીલ મારા માટે તમે આટલું કામ કરશો ?

"હા." પોલિનનો હાથ પકડી લોર્ડ ફ્લોરેમલ બોલ્યો:

"પણ મારૂં ઇનામ ?'

પ્રેમ નિસ્પૃહી અને નિસ્વાર્થી હોય છે એવી પોલિનની ભાવના હતી. લોર્ડ ફ્લોરેમલે પોતાની પ્રણયીની પાસેથી બદલાની માગણી કરી તે સાંભળતાંજ તેનું મન ઉદાસિન થઇ ગયુ. ફ્લોરેમલને માટે તેના દીલમાં જે લાગણી ઉત્પન્ન થઇ હતી તેમાં પલટો આવ્યો. તે યુવાન અમીરની સ્વાથી વૃત્તિ જોઇ તેના તરફ ધિક્કારથી જોવા લાગી અને અંતે હતાશ થઇ બોલી: "સમજી ગઇ તમે મને ચાહતા નથી પણ મારા શરીરને ચાહો છો."

"જાલિમ ? શા માટે આવા કાતિલ શબ્દોથી મારા કલેજામાં છુરી ભોંકે છે ?"

"નહિ. નહિ. હવે હું તમારી શબ્દ જાળથી મોહ પામવાની નથી. હું ફસી ગઇ હતી—એકદમ ઠગાઇ ગઇ હતી તમારી ઉદાર ભાવના જોઇને હું તમારી દગાબાજી ભુલી ગઇ હતી—તમારા નામર્દ જેવા વર્તનને ક્ષમા કરવા તૈયાર થઇ હતી પણ હાય ! હવેજ મને ખબર પડે છે કે દુનિયાના કાવાદાવામાં મને કંઇજ ખબર નથી. હવે જગતના રંગઢંગ કંઇ કંઇ શીખવા લાગી છું. પણ એ નવા શિક્ષણનો પહેલોજ પાઠ આટલું કડવું ફળ ચખાડશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો, મેં તમને મારા માની લીધા હતા અને તમને મિત્ર તરિકે ચાહતી થઇ હતી. સમય આવ્યો હું તમને—"

"સ્વામી પેઠે પ્રેમ કરી શકત એમજને !–" તરત લોર્ડ ફ્લોરેમલે પોલિનનું અધુરૂં વાકય પૂરૂં કર્યું. પછી તે અનુતાપ પૂર્ણ હૃદયે

બોલ્યો: "મારા પર તારો જેવો વિશ્વાસ છે તેવોજ કાયમ રાખ." પોલિનની ધમકીથી એવા ઉગ્ર ભાવો પ્રકટ થયા કે લંપટ હરદમી અમીર બહુ ડરી ગયો. તેના જીગરમાં સ્વાર્થ ચિંતાએ બહુ ભયાનક રૂપ ધારણ કર્યું હતું. પોલિન છેલ્લા બે ચાર કલાકમાં દુનિયાના રંગઢંગ સમજી ગઇ હતી. એ નવા અનુભવને પ્રતાપે તો લોર્ડ ફ્લોરેમલનો સાચો સ્વભાવ જાણી ગઇ. તે નમ્રતાપૂર્વક બોલી: લોર્ડ ફ્લોરેમલ! હવે મારી આંખો પરના પરદા ખસી ગયા છે—હૃદયમાં પ્રકાશ ઝગઝગી રહ્યો છે પ્રેમ મનુષ્યને કેવી રીતે કુમાર્ગે ઘસડી જાય છે તે હું સારી પેઠે સમજી ગઇ છું પહેલાં ઉજળું એટલુંજ દુધ સમજતી હતી પણ હવે એ સ્થિતિ—એ મનોદશા રહી નથી. મારી બ્હેન પણ પ્રેમના જાદુથી આડે રસ્તે ગઇ છે પણ તે માટે હું તેને માટે દોષીત ગણતી નથી. સ્ત્રીઓના મન કેટલા નિર્બળ અને વાસના કેટલી પ્રબળતર હોય છે તે હું જાતે અનુભવી રહી છું. વધુ શું કહું? આજે રાતે મને મારા મનોભાવ પરથી માલુમ પડયું છે કે મારૂં મન પણ નિર્બળ છે આપણી બન્નેની વાતચીત પરથી કાઇ કોઇ વાર મને એમ લાગ્યું હતું કે મારા અધ:પાતને હવે ઝાઝો વિલંબ નથી રહ્યો: પણ હવે હું સાવધ થઇ છું અને હંમેશાં સાવચેત રહીશ. એકવાર હું મારી નિર્બળતા જાણી ગઇ છું એટલે હવે ધીમે ધીમે મારા હૃદયને બળવાન બનાવીશ મારી ચારે તરફ વિપદના વાદળાં ઘેરાયાં છે. ભુલ ન કરશો સાંભળી લો. તમે થોડી વાર પર જે વાત કરી તે પ્રમાણે ચાલશો તો હું તમને પ્યાર કરીશ—જાનોજીગરથી તમને ચાહીશ, પણ જો તમે કામી પુરૂષની પેઠે કંઇ પણ અનુચિત વર્તન કરવા તૈયાર થશો તો પરિણામની પરવાહ કર્યા વિના એકદમ હું મારા પિતા પાસે દોડી જઇશ અને તેમને તમારી દગાબાજીની બધી વાત કહી દઇ તમને યોગ્ય સજા કરાવીશ."

લોર્ડ ફ્લોરેમલ આ મા વગરની દીકરીનો આવો દૃઢ સંકલ્પ જોઇ મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો. તેના મનમાં વિચિત્ર પરિવર્તન થઇ ગયું પુન: તેનું જીગર તેને ડંખવા લાગ્યું "પોલિન!—" તે

ગદ્ગદ્ કંઠે બોલ્યો: "મને ક્ષમા કર. તેં મને નવોજ માણુસ બનાવી દીધો છે. મારાં આજના વર્તન માટે મને ખરેખર પસ્તાવો થાય છે હું તને પગે પડી, હાથ જોડી તારી માફી માગું છું. "આટલું કહી વિનીત ભાવથી હાથ જોડી તે શ્રીમંત અમીર ગરીબ બાપની દીકરી સમક્ષ ઘુંટણીયે પડયો પોલિન પર એની ભારી અસર થઇ તેણે એક હાથ લોર્ડ ફ્લોરેમલ તરફ લંબાવ્યો. તરતજ એ કોમલ હસ્ત બંને હાથોએ પકડી લઇ લોર્ડ ફ્લોરેમલે તે પર પ્રબલ પ્રેમથી ચુમી લીધી પોલિને પોતાનો હાથ ખેંચી ન લીધો.

"મારા વ્હાલા લોર્ડ ! આ શું કરો છો ? ઉઠો, તમને આવું ન શોભે હું એક સામાન્ય ગૃહસ્થની કન્યા છું ને આપ મહા સંપતિવાન અમીર છો. ઉઠો–ઉઠો–" સ્નેહ ભર્યા ઉત્સાહજનક સ્વરે પોલિન બોલી.

લોર્ડ ફ્લોરેમલ પુલ્કિત હૃદયે ઉભો થઇ બોલ્યો: "મારી દેવી ! તને લેડી ફ્લોરેમલ બનાવીશ ત્યારેજ મારો ક્ષોભ દૂર થશે બોલ, હવે હું શું કરું ? તારા હુકમનો હું ખુશીથી અમલ કરીશ."

"તમારા આવા વર્તનથી હું અત્યંત પ્રસન્ન થઇ છું."

"તો હવે તું મને ચાહશે ખરીને ?"

"હા. તમે આવાજ સરળ અને ઉદાર રહેશો તો જાનો ઉમરથી ચાહીશ. જો તમારો સ્વભાવ બદલાઇ જશે તો—"

"એવું ન બોલ વ્હાલી ! તેં મને નવજીવન અર્પ્યું છે. હવે મારો સ્વભાવ કદિ પણ બદલવાનો નથી. બોલ, હવે હું શું કરું ?" લોર્ડ ફ્લોરેમલ પોલિનનો ગુલામ થઇ રહ્યો.

"મારી બ્હેન–મારી મહત ભાગીની ઓક્ટેવિયા માટે મેં જે કહ્યું છે તે બધું તમારે કરવું પડશે." પોલિનનો સ્વર આટલું બોલતાં કરૂણ થઇ ગયો અને તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં.

"હું એ સર્વ કરવાના કસમ લઉ છું."

"બે વાગવા આવ્યા છે–" ઘડિયાળ તરફ જોઇ પોલિન બોલી. "પિતાજી થાકયા પાકયા હોવાથી સુઇ ગયા છે. તમે ધીમે ધીમે નીચે ઉતરી જાઓ. હવે ડરવાથી કામ થવાનુ નથી." આટલુ કહી

પોલિને લોર્ડ ફ્લોરેમન્નને હસીને હેટ પહેરાવી દીધી તથા તેના સ્ત્રીના પોષાકને વ્યવસ્થિત કર્યો. "ગેબ્રીલ!–" તે જાદુભર્યું હાસ્ય કરતી બોલીઃ "હવે આવો ત્યારે પુરૂષ વેષમાં આવજો હો! સ્ત્રી થઇને ન આવતા–"

લોર્ડ ફ્લોરેમલ હસ્યો.

"હું તને જલદીથી પાછો મળવા માગું છું. તારી શી ઇચ્છા છે?" તેણે પુછ્યું.

"ખુશીથી આવજો. પણ શું બહાનું કાઢશો? પિતાજી સમક્ષ જાણે આપણે એક બીજાથી તદ્દન અજાણ્યું હોઇએ એમજ વર્તજો."

લોર્ડ ફ્લોરેમલ જરાવાર વિચાર કરી બોલ્યોઃ "તારા પિતા લોર્ડ માર્ચમોંટના કુટુંબી છે ને? એ ઉમરાવ મારા મિત્ર છે તેમની મારફતે હું તારા પિતા સાથે ઓળખાણ કરી લઇશ ઓકટેવિયાને હું શું કહું?"

હું કહું એમજ કહેજો હું ઓકટેવિયાને કહીશ કે તમે કપટ-વેષમાં મારાપર અત્યાચાર કરવા આવ્યા હતા પણ તમારી કપટબાજી હું સમજી ગઇ. મેં તમને ચુપચુપ ચાલ્યા જવા કહ્યું તે પરથી તમે શુધ્ધ હૃદયે પશ્ચાતાપ કરી મારી માફી માગી લીધી. પછી તમે મને ખબર આપી કે અકસ્માત તમને ઓકટે-વિયના પતનની ખબર મળી છે તે પરથી તેની આબરૂ બચાવાની મેં તમને વિનંતી કરી અને તમે તેનો સ્વીકાર કરી લીધો. બસ, આટલીજ વાત કહેજો. તમે આ ઓરડામાં મારી સાથે બે કલાક એકલા રહ્યા હતા એ વાત કહેવાની જરૂર નથી." છેલ્લુ વાક્ય બોલતાં પોલિન શરમાઇ ગઇ.

"તારા પિતા મધરાતે ઘેર આવ્યા છે એ વાત જ્યારે ઓકટેવિયા સાંભળશે ત્યારે હું ક્યાં છુપાગો હતો તે વિષે તેને કુતુહલ નહિ ઉપજે?"

"હ, પણ એનો ઉપાય શો? પિતાજી જાગે તે પહેલાં ઓકટેવિયા અહિં આવતીજ જોતએ આવી ચાલાકી કરતાં મને દુઃખ થાય છે

પણ મારી સગી બ્હેન મારાપર શંકિત થાય તે મારાથી સહન થશે નહિ.

લોર્ડ ફ્લોરેમલ પોલિનના શયનગૃહમાં બે કલાક રહયો હતો એ વાત જો ઓક્ટેવિયા ન જાણે તો બધી પંચાત મટી જાય એમ હતું. આવો વિચાર કરી તે બોલ્યો: જો, હું ઓક્ટેવિયાને એમ કહીશ કે હું તને જે રૂમમાં મળ્યો ત્યાં તારા પિતાને તેં આવવા દીધા ન્હોતા તે આવતાંજ તું તેમને બીજા રૂમમાં લઇ ગઇ હતી એમ કહેવાથી હું તારા શયનગ્રહમાં હતો એ વાત મારી બ્હેન જાણી શકશે નહિ."

શાબાશ. વ્હાલા ગેબ્રીલ! તમારી બુધ્ધિને ધન્ય છે. હવે મારે કંઇ કહેવાનું નથી ગમે તેમ કરીને ઓક્ટેવિયાને સવારના આઠ વાગ્યા પહેલાં ઘેર મોકલી દેજો; નહિ તો બધી બાજી ધુળમાં મળી જશે." પોલિન પ્રેમ અને કૃતજ્ઞતાભર્યા અવાજે બોલી.

"તેની તું લેશ માત્ર ચિંતા ન કર."

ત્યાર પછી પોલિને સાવધાનીથી શયનગ્રહના બારણાં ખોલ્યાં. બન્ને ધીમે ધીમે પગલે દાદર ઉતરી નીચે ગયાં અને થોડી વાર ગુપચુપ ઉભાં રહ્યાં ચારે બાજુ નિસ્તબ્ધતા પથરાઇ ગઇ હતી તે જોઇ પોલિને ઘરનો આગલો દરવાજો ખોલી નાખ્યો. બન્નેએ એક બીજાને સલામ કરી—એકવાર બન્નેના ઓષ્ઠ મળ્યા—મધુર ચુંબનનો ધીમો અવાજ થયો અને તરત લોર્ડ ફ્લોરેમલ વિદાય થયો.

પોલિન ગુપચુપ દરવાજો બંધ કરી પોતાના ઓરડામાં જઇ સુઇ ગઇ પણ તેને શાંત નિદ્રા ન આવી. ન કરે નારાયણ ને ઓક્ટેવિયાના કલંકની પિતાને ખબર પડી જશે તો? આ ભયકર પ્રશ્ન તેના કલેજાને કોરી ખાતો હતો. તે સાથેજ ગેબ્રીલની મનોહર મૂર્તિ તેની આંખો સામે તરવરીને વારંવાર હસાવી રહી હતી.



# પ્રકરણ ૨૧ મું.

## કલંકિત કુમારિકા.

પોલિન અને લોર્ડ ફ્લોરેમલની વાતચીત પરથી વાંચનારે અનુમાન કરી લીધું હશે કે આજે રાતે ઓકટેવિયા ઘેર આવવાની ન્હોતી તેની એ ઉમરાવને ખબર હતી. એ વાતની એને કેમ ખબર પડી તે હવે અમે પ્રગટ કરી દઈશું.

લોર્ડ ફ્લોરેમલને પોલમોલ સ્ટ્રીટવાળી નામચીન દલાલણ મિસીસ બ્રેસે સ્ત્રી વેષ ધારણ કરાવ્યો હતો. વસ્ત્રો પહેરાવતાં પહેરાવતાં તે બોલી હતી.

"જુઓ મારા લોર્ડ! ઓકટેવિયાના આશકની ઇચ્છા આજે એને અહિં રાખવાની છે. જો એ રાજીખુશીતી તૈયાર થઈ જાય તો તો ઠીક છે. નહિ તો ચાલાકીથી એને રાજી કરવી પડશે. આ યોજના તમારે માટે શુભ શુકન જેવી છે. તમે આખી રાત પોલિનનો સહવાસ મેળવવા ભાગ્યશાળી થશો."

આ વાત સાંભળી એ ઉમરાવ મિસીસ બ્રેસનું મકાન છોડી ગયો. તે જતાં તે ફાંકડી સ્ત્રીએ ઘંટી બજાવી. તરતજ વીસેક વર્ષની એક ખુબસુરત દાસી તેની સેવામાં હાજર થઈ ગઈ. તે આવી. બારણાં બંધ થયાં ત્યાં સુધી મિસીસ બ્રેસ મૌન બેસી રહી. દ્વાર બંધ થયા પછી તે બોલી: "હેરીઅટ! સાંભળ, તને કેટલીક ખાનગી વાત કહું છું. આજની રાત મી૦ હાર્લી મિસ કલેરંડન સાથે અહિંજ રહેશે. બરાબર દશ વાગે ડીનર તૈયાર રાખજે. બાવરચીને કહી દે કે સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરે. ડીનર વખતે તું જાતે એ પ્રેમાળ યુગલની ખીદમતમાં રહેજે. સમજી ગઈ?"

"જી–" દાસી વિનયથી બોલી.

"લે, આ ચાવી તારી પાસે રાખ. મી૦ હાર્લી મિસ કલેરંડન સાથે જે ઓરડામાં છે તેમાંના ટાંકાની આ ચાવી છે. એ ટાંકામાં શરાબની બોટલ અને ડીકાન્ટર છે. ડીનર વખતે મી. હાર્લીના ડાબા હાથ પર શરાબની ડીકાન્ટર મુકી દેજે."

"જી–બીજો કંઇ હુકમ છે ?"

"નહિ..." મિસીસ બ્રેસ બોલી. પણ તરત કંઇ યાદ આવવાથી તેણે દાસીને અટકાવીઃ "સબુર ! મી૦ હાલીંએ આ પત્ર મોકલ્યો છે. તે સાંજે મી૦ મીગલ્સને પહોંચાડી દેજે. કોઇ નોકરને પત્ર આપી જર્મીન સ્ટ્રીટમાં મોકલી આપજે."

"જી બાઇ સાહેબ !—" કહી દાસી બહાર જવા લાગી. મીસીસ બ્રેસે તેને ફરીથી રોકી કહ્યું: "મિસ વૉલ્ટર્સને કહે કે હું તૈયાર છું. આવતી વખતે હૅટ અને શાલ લેતી આવજે તથા ગાડી તૈયાર રખાવજે–"

"ગાડી દુકાનના દરવાજા આગળ ઉભી રખાવું ?"

"હા. બ્હાર જતી વખતે કદિ હું સેંટ જેમ્સ સ્ટ્રીટમાંથી જાઉં છું ખરી ?"

"માફ કરો. કોને માટે ગાડી મંગાવી છે તેની મને ખબર ન્હોતી."

દાસી ગઇ. થોડીજ વારમાં એક પરમ સુંદરી ત્યાં આવી પહોંચી. તેની ઉમ્મર સોળ વર્ષની હતી. ત્વચાનો રંગ ચંપાની કળિ જેવો, આંખો કાતિલ અને મદીલી, અને ઓષ્ઠ રક્તવર્ણી હતા તેના વાળ કાળા રેશમ જેવા નરમ હતા. તેનું કદ કઇક નીચું પણ શરીર સુડોળ હતું તેના અંગ પ્રત્યંગમાંથી સૌન્દર્ય ઝળકી રહ્યું હતુ પણ અફસોસ ! તેના વદન પર વિષાદની શ્યામ છટા હતી. શા માટે ? આ ઉમ્મરે–આ આશાભરી વયે આવો ગંભીર વિષાદ શા માટે ?

એ યુવતીનું નામ કેરોલાઇન વૉલ્ટર્સ હતું. તેના હાથમાં હૅટ અને ગરમ લાંબો ડગલો હતો. તેણે મિસીસ બ્રેસને હેટ અને ડગલો પહેરાવી દીધા. એજ પળે દાસીએ આવી ગાડી તૈયાર હોવાની ખબર આપી.

"કેમ મીઠી ! તેં તારી જરૂરી ચીજો સાથે લઇ લીધી છે ને ?" અત્યંત પ્રેમભર્યા સ્વરે મિસીસ બ્રેસે કેરોલાઇનને પૂછ્યું.

"હા. લઇ લીધી છે." કહી આંખમાંથી સરી પડતાં આંસુ છૂપાવવા માટે કેરોલાઇને મ્હોં ફેરવી લીધું. એ અનાથ બાળા

ઘરબાર વગરની હતી. બે વર્ષથી તે મિસીસ બ્રેસને ત્યાં રહેતી હતી અને તેથી તે આ ઘરને પોતાનું માનતાં શીખી હતી. આ સ્નેહાળ ઘર આવી દશામાં છોડવું પડશે એ વિચારથી તેની આંખો અશ્રુધારા રેડી રહી હતી.

"છટ ! આવું કરેછ મીઠી ? કેરોલાઇન ! રડ ના દીકરી ! આંસુ લુછી નાંખ, ત્યાં તને કંઇ તકલીફ પડવાની નથી. મને ધંધાની ધમાલમાંથી ફુરસદ મળતી નથી તો પણ હું તને કોઇ કોઇ વાર જરૂર મળી જઇશ. ખર્ચ માટે પૂરતા પૈસા પણ આપીશ. પછી કંઇક છે ?"

"મા !–" ગદ્દગદ્દ કંઠે કેરોલાઇન બોલી: "દુનિયામાં એવી પણ ચીજ હોય છે કે જે પૈસાથી નથી ખરીદાતી."

"તું તો ગાંડી છે. જરા ચાહેસો કર ! પૈસાથી બધું મળે છે દીકરી ! આમ દિલગીર ન થા–"

કેરોલાઇન શાંત ન થઇ શકી. તે છૂટે મ્હોડે રોઇ પડી બોલી: "હાય ! શુંઇ હું અભાગણી ! મા ! પૈસાથી હૃદયને શાંતિ મળતી નથી. જે પવિત્રતા મેં લુટાવી દીધી છે તે દ્રવ્યથી પાછી મળવાની નથી."

"કેરોલાઇન ! આ નાદાન બચ્ચા જેવી વાત છે. તું જાણે છે તો ખરી કે હું તારા સુખ દુઃખની સાથી હજુ જીવતી બેઠી છું."

"હા. ફક્ત તમારોજ મને આધાર છે." માબાપ વગરની લાચાર યુવતી આભારની લાગણી સહિત બોલી. "જુઓ હું શાંત થઇ ગઇ."

"ડાહી દીકરી છે મારી ! તું ગમે તેટલી રોશે તો પણ હવે કંઇ વળવાનું છે ? મિસીસ લીંડલી સમજુ અને દયાળુ બાઇ છે. ત્યાં તને કંઇ દુઃખ પડવાનું નથી. ચાલ એકવાર હસ–પછી આપણે જઇએ."

"હું આનંદમાંજ છું" દીર્ઘ નિશ્વાસ નાખી કેરોલાઇન બોલી. તેના ઓઠ પર ફીક્કું હાસ્ય ફરક્યું પણ તેના જીગરમાં હોળી સળગતી હતી. મિસીસ બ્રેસે તેને આગ્રહપૂર્વક એક પ્યાલી શરાબની પાઇ. પણ હૈયાની આગ કોઇ પણ શરાબે બુઝવેલી સાંભળી છે ?

બન્ને ઓરડામાંથી બહાર નીકળી. દુકાનમાં પહોંચતાં કેરોલાઇનની સાથીઓ તેને વિદાય કરવા ભેગી મળી. સખીઓની વચ્ચે કેરોલાઇનનું હૈયું પાછું ભરાઇ આવ્યું. તે પુનઃ રડી પડી. જે કારણસર તેને ઘર છોડવું પડતું તેની સખીઓને માહિતિ હતી. કેરોલાઇન કૌમાર દશામાં ગર્ભવતી થઇ હતી અને એ કલંક છૂપાવવા જતી હતી. સખીઓને જોતાં તેની છાતી ફાટી ગઇ. પણ તેની સખીઓ ઔર જાતની હતી. કલંકિત વાતાવરણમાં ચાલુ રહેવાથી તેમની સ્ત્રીસુલભ લજ્જાનો નાશ થઇ ગયો હતો. કેરોલાઇનને રોતી જોઇ તેઓ અજબ થઇ. એકાંતમાં મઝાથી થોડા દિવસ આરામ કરવાની તક મળવાથી આનંદ પામવાને બદલે રોવાનું કેવું? આવા વિચારથી કેરોલાઇનની ભ્રષ્ટ સખીઓ તાજુબ થઇ હતી.

અંતે કેરોલાઇન મિસીસ બ્રેસ સાથે ગાડીમાં બેઠી. કોચમેનને અગાઉથી હુકમ મળેલો હોવાથી તે વેસ્ટ મીન્સ્ટર બ્રોજ તરફ ગાડી હાંકવા લાગ્યો. સખત ઠંડી પડતી હતી. મિસીસ બ્રેસે પોતાનું શરીર સારી પેઠે રક્ષીત કર્યું હતું. ગાડીના દ્વાર બંધ હતાં તો પણ કેરોલાઇન ટાઢથી થરથર કમ્પી રહી હતી તેના દાંત કડકડવા લાગ્યા. પણ તેના હૃદયની વ્યાધી એથીએ ખરાબ હતી. જ્યારે મધુર આશાની ઇમારતનો પાયોજ ખોદાઇ જાય છે, જ્યારે બીન અનુભવી કોમલ હૃદયના પ્રથમ પ્રેમના પ્યાલામાંજ કાતિલ ઝેર આવી પડે છે, જ્યારે વ્હાલથી ઉછેરેલો છોડ અચાનક કરમાઇ જાય છે ત્યારે કેવું દુઃખ થાય છે? બિચારી કેરોલાઇનની એવીજ દશા હતી. હમણુંજ તેણે યૌવન વસંતમાં પ્રવેશ કર્યો હતો અને એટલામાં તો તેના જીવનની પાનખર આવી ગઇ હતી!

ગાડી દૂર ચાલી ગઇ. ગાડીમાં બેઠેલી બે સ્ત્રીઓ મૌન બેસી રહી હતી. કેરોલાઇનથી સ્વાભાવિક નિસાસો નખાઇ ગયો. અત્યંત પ્રયાસ કરવા છતાં તે પોતાની મનોદશા છૂપાવી શકી નહિ. તેના નિસાસા સાંભળી મિસીસ બ્રેસ જરા ચોંકીને બોલી: "હજુ આવી ગાંડીજ રહી કે? તને મીસીસ લીંડલીને ત્યાં જરા પણ ઓછું નહિ

આવે એવી હું ગોઠવણ કરીશ. હંમેશાં હું તારી ખબર રાખતી રહીશ. કેરોલાઇન! હું તેના પર અત્યંત પ્રેમ—"

"નહિ. નહિ. એનું નામ પણ ન દેતાં-" મિસીસ બ્રેસે વાતને આપેલા પલટાથી એકદમ વ્યગ્ર થઇને કેરોલાઇન બોલી ઉઠી: "એનું નામ સાંભળતાંજ હું પાગલ થઇ જાઉં છું. હું એમને ચાહું છું કે ધિક્કારૂં છું; તેમને જોતાંજ હું તેમને વ્હાલથી ચુમી લઇશ કે ગળું દબાવી મારી નાખીશ-તે હું જાણુતી નથી મારા મનમાં શું ગડમથલ થઇ રહી છે તેની પણુ મને ખબર નથી.

"એને ભૂલી જા, બ્હેન!" મિસીસ બ્રેસનો અવાજ ગંભીર થયો.

"અશક્ય!"

"કેમ?"

"એમનું સ્મરણ એટલા માટે તાજું રાખું છું કે કાંતો એમની પ્રેમ પુષ્પથી પુજા કરી જીવન ધન્ય કરીશ. નહિ તો-" કેરોલાઇન જરા અટકી.

"નહિ તો?"

"નહિ તો તેમના પર ભયંકર વેર લઇ મારૂં કલેજું ટાઢું કરીશ." દૃઢ સ્વરે તે લાચાર યુવતી બોલી.

"તું મને ગભરાવી નાખે છે દીકરી! આવી ભયંકર વાત તારે મ્હોડે કદિ સાંભળી ન્હોતી. આવા ગાંડા વિચાર છોડી દે, કેરોલાઇન!"

"મારાથી કંઇ બોલાઇ ગયું હોય તો માફ કરો." કહી તે ઝારઝાર રોવા લાગી. મિસીસ બ્રેસે તેની છાતીનો ઉભરો ખાલી થવા દેવાના હેતુથી આ વખતે તેને રોતી અટકાવી નહિ.

વેસ્ટ મીનસ્ટર પુલ પસાર કરી ગાડી નાની ગલીમાં દાખલ થઇ. એ ગલીની નજીક ફ્રાર સ્ટ્રીટની એક બાજુ ટેમ્સ નદિનો કિનારો આવેલો હતો. હાલમાં આ સ્થળે દુકાનો થઇ ગઇ છે પણુ અમારી વારતાના કાળમાં ત્યાં રહેવાનાં મકાનો હતા. આ મકાનો નદિ કિનારાની એટલા નજીક હતા કે બારીમાંથી કંઇ પણુ વસ્તુ નાખતાં તે સીધી

નદિના ઉંડા જળમાં ગાયબ થઇ જતી. એ મકાનોની સામે ફોર સ્ટ્રીટ નામે ગંદી સાંકડી એકાંત ગલી આવેલી હતી. આ લત્તામાંના રહીશોને બત્તીનો કર આપવો પડતો ન્હોતો કેમકે ત્યાં કદિ રસ્તા પર બતી થતીજ ન્હોતી. આ સ્થળે પાંચ છ મકાનો હારદોર આવેલાં હતાં. ઘરો જુના, જરી પુરાણાં અને બારીઓ નાની નાની હતી. એ ઘરોની દશા જોતાંજ જોનારને કમકમા આવતાં. વચલું મકાન સૌથી ખરાબ હતું. તેનો દેખાવ અત્યંત ભયંકર હતો. દીવાલો મેલી થઇ ગઇ હતી. અને અંધારી છત ભુતના વાંસા જેવી લાગતી હતી. જાણે જેલનો દરવાજો હોય એવો તેનો દરવાજો હતો. આ સઘળા મકાનોને તેમના માલીકો અથવા ભાડુતોએ બગાડી મૂકયાં હતાં. બારીઓ આગળ મોટાં મોટાં પીપ એવી રીતે ગોઠવી દીધા હતા કે જેથી આસમાન પર નજર ન જાય અને સામેના મકાનમાંથી કોઇ શું થઇ રહ્યું છે તે જોઇ ન શકે. એ પીપોને ભેદીને પણ કોઇ નજર ન ફેંકી શકે તે માટે બારીઓ પર કંતાનના પરદા લટકાવવામાં આવ્યા હતા. કોઇ કોઇ ઓરડી આખો દિવસ બંધ રહેતી હતી. કેટલાક એવાય ઓરડા હતા કે જે દિવસો થયા બંધ રહ્યા હતા. જાણે કોઇ ભયંકર સ્મશાન ભુમી હોયની એવો આ સ્થળ જોઇને ભાસ થતો હતો આ મકાનો આગળ મિસીસ બ્રેસની ગાડી આવી અને એક ભયંકર ઘર આગળ કેરોલાઇનને લઇ તે ઉતરી પડી.

ઘોર અંધકાર છવાઇ ગયો હતો. એ અંધારામાં એ ભયંકર મકાન પર નજર પડતાંજ કેરોલાઇન કંપી ઉઠી. જાણે તેના વસ્ત્રોમાં કાળો નાગ ભરાઇ ગયો હોય તેમ તે ડરવા લાગી. તેની આંખે ચક્કર આવી ગયાં જાણે તે કોઇ અજાણ્યા ભયંકર કુવામાં પડી ગઇ છે ને દુઃખની મારી ચીસ પાડવા માગે એવી તેને લાગણી થઇ તે જેમ તેમ હોસ જાળવી શકી ને એજ પળે એક બુઢ્ઢી દ્વાર ખોલી હાથમાં ફાનસ લઇ બહાર આવી.

"ચાલ દીકરી! મિસીસ લીન્ડલી સાથે તારી પીછાન કરાવું. જો, એ તને લેવા આવી છે." મિસીસ બ્રેસ કેરોલાઇન તરફ જોઇ બોલી.

પેલી વૃધ્ધ સ્ત્રીને જોઇ કેરોલાઇન ફરી કંપી ઉઠી. બુઢ્ઢીએ બંનેને જોઇ હસવાનો પ્રયત્ન કર્યો પણ તેમ કરવા જતાં તેનું મ્હોં વધુ કુરૂપ બની ગયું.

"કેરોલાઇન ! વ્હાલ દીકરી ! ઘરમાં ચાલ–" મિસીસ બ્રેસ પ્રેમથી બોલી. લાચાર યુવતી તેની સાથે પેલી બુઢ્ઢીના ઘરમાં ભયથી કમ્પતી કમ્પતી દાખલ થઇ.

મિસીસ લીન્ડલીએ તરત દરવાજો બંધ કર્યો અને તે સાંકડા માર્ગમાંથી બંનેને એક નાની ઓરડીમાં લઇ ગઇ. કેરોલાઇન આંખ ફાડી ફાડીને મકાનમાંની ચીજો જોવાની ચેષ્ટા કરવા લાગી પણ અંધકાર એટલો બધો હતો કે તે કંઇ પણ જોઇ ન શકી.

ઓરડીની બારીઓ બંધ હતી. બારી પર પરદા ટાંગી દીધા હતા. સામેના મકાનમાંથી આ ઓરડીમાં નજર કરી શકાય તેમ ન્હોતું. ત્યાં ત્રણ ચાર કાળી ખુરશીઓ અને એક ટેબલ પડયાં હતાં. દીવાલ પર જાણીતા ડોકટરોના બે ચાર ચિત્રો ટાંગ્યા હતા. એક બાજુ એક અભરાઇ પર ધાત્રી વિદ્યાના કેટલાંક પુસ્તકો એક બાઇબલ સાથે ગોઠવવામાં આવ્યાં હતાં. ત્યા એક સગડી સળગતી હતી. સગડીની પાસે એક મોટી કાળી બીલાડી પડી હતી. તેની ચળકતી નીલી આંખો કેરોલાઇનને જોતાંજ ખુલી ગઇ. કેરોલાઇનને આ અપશુકન લાગ્યા.

મિસીસ બ્રેસ અને કેરોલાઇનને બેસવા માટે બે ખુરશીઓ મૂકી મિસીસ લીન્ડલી એક આરામ ખુરશી પર બેસી ગઇ અને ચશ્મા ચઢાવી ચુંચી આંખે કેરોલાઇનને તાકી તાકીને જોવા લાગી. થોડી વાર ત્રણે જણી ચુપ રહી. અંતે પેલી બુઢ્ઢીએ મૌન તોડયું: "વાહ ! આ છોકરીની ખુબસુરતી તો ઓરજ છે."

આ વૃધ્ધ બાઇનો ધંધો એવો હતો કે હંમેશાં તેને ધીમે સ્વરેજ બોલવાની ફરજ પડતી હતી અને તેથી તેને ધીમે બોલવાની ટેવ પડી ગઇ હતી.

"એ સુંદર છે તેટલીજ ભલી ને સમજુ છે. મેં એને કહી દીધું છે કે મિસીસ લીંડલીને ત્યાં એને કંઇ તકલીફ પડવાની નથી." મિસીસ એસે જવાબ આપ્યો.

"ધીમે ધીમે. મહેરબાની કરી જોરથી ન બોલો. યાદ રાખો દીવાલોને પણ કાન હોય છે." એકાએક મિસીસ લીંડલીએ સાવચેતીની સૂચના કરી.

"બરાબર છે." ધીમે સ્વરે મિસીસ એસ બોલી: કેરોલાઇન ઘણી શાંત અને સુશીલ છોકરી છે. તમને એ તરતજ ગમી જશે."

"જરૂર–" ચશ્મા ઉતારી વિકટ હાસ્ય સાથે મિસીસ લીંડલી બોલી: "મારે ત્યાં જે છોકરીઓ આવે છે તેમને હું કેવા લાડમાં રાખું છું તે કેરોલાઇને તમારી બીજી છોકરીઓને મ્હોડે સાંભળ્યુંજ હશે. એની અગાઉ તમારે ત્યાંથી પેલી છોકરી આવી હતી તેનું નામ શું જો !–હાં–હાં–એમીલી બરડેટ ! એ બહુ ચાલાક હતી હો ! દહાડો ને રાત ગાયા કરતીતી. એના ગીત કોઇ ન સાંભળી જાય તે માટે મેં તેને મકાનની પાછળની ઓરડીમાં રાખી હતી. તેની અગાઉ રસેલ ફેરેસ્ટર આવી હતી તે તો જાણે સ્વર્ગની રાણી ! એને વારતા વાંચવાનો નાદ હતો. એ બધી છોકરીઓ હજુ તમારી દુકાનમાં છે કે ?"

"હા. બધી છે. મને લાગે છે—"

"ધીમે ધીમે...બોલો, શું કહો છો ?"

"બે ત્રણ મહિનામાં રસેલ ફોરેસ્ટર ફરી તમારે ત્યાં આવશે."

"ખુશીની વાત છે" ડોસી આનંદ પામી બોલી: "તમારી દુકાનને પ્રતાપે મારી રોજી ચાલે છે. હેટ બેટ ઉતારી નાખોને ! ડીનર અહિં લેશોને ?

"નહિ. મારે હમણાં જવું પડશે. કેરોલાઇન ! કપડા ઉતાર દીકરી !"

કેરોલાઇન ચુપચુપ ઉભી થઇ. હેટ કાઢી ટેબલ પર મુકી ગરમ ડગલો કાઢી નાખ્યો. મિસીસ લીંડલીએ પુનઃ ચશ્મા ચઢાવ્યા. કેરોલાઇન શરમથી નીચું જોઇ રહી.

"બેસી જા દીકરી ! તારે અહિં બે ત્રણ મહિના રહેવું પડશે. આ ઘર તારૂંજ સમજી લેજે."

"ધીમે બોલો-ધીમે બોલો–" ડોશી બબડી.

"ફરી !" મિસીસ બ્રેસે કહ્યું: "એકવાર હસ જોઉં ! હું આવતા રવીવારે તને મળવા આવીશ."

"તમારી મહેરબાની–" વ્યથીત હૃદયા કેરોલાઇન બોલી.

"મિસીસ લીંડલી ! હમણાં તમારે ત્યાં કોઇ છોકરી છે કે ?"

"મારું ઘર કદિ ખાલી રહે છે ખરું ? હમણાં પણ ચાર પાંચ છોકરીઓ છે."

"ત્યારે તો કેરોલાઇનને ઠીક ગમ્મત પડશે."

"હા. એક સિવાય બીજી બધી સાથે એ હસી બોલી શકશે—"

"એ કોણ છે ?"

"ધીમે બોલો–એ છોકરીનો ભેદ કોઇ પણ રીતે ફુટી ન જાય તે માટે સખ્ત બંદોબસ્ત કરવામાં આવ્યો છે. એ મોટા ઘરની છોકરી છે–ઉમ્મરે પણ ઘણી નાની છે. હંમેશાં તે પોતાની ખોલીમાં પુરાઇ રહે છે–કદિ બ્હાર નીકળતી નથી...આહ ! આ અવાજ શાનો આવ્યો ?..."

"બ્હાર કોઇની ગાડી જાય છે–બીજું કંઇ નથી."

"મિસીસ બ્રેસ ! એ છોકરીના રૂપનું શું વર્ણન કરું ? પણ આહ ! ફરી અવાજ આવ્યો–"

"કંઇ નથી–ખાલી ભ્રમ છે."

"એ છોકરી સિવાય કેરોલાઇન બીજી બધી સાથે દોસ્તી કરી શકશે."

"વારૂ. કેરોલાઇન ! હું જાઉં છું તું ગભરાતી ના—"

"તમે પાછાં કયારે આવશો ?" કહી કેરોલાઇન મિસીસ બ્રેસને વળગી પડી રોવા લાગી.

"જેમ બને તેમ જલદી ! ગાંડી ન થા ! તારા આંસુ જોઇ મારૂં કલેજું ફાટી જાય છે." મિસીસ બ્રેસે કેરોલાઇનને એક ચુમી લીધી અને તે આ ભયંકર મકાનમાંથી વિદાય થઇ.

કેરોલાઇન કોમાર અવસ્થામાં ગર્ભવતી કેમ થઇ ? મીસીસ લીંડલીના ભયંકર આવાસમાં તેની શી દશા થશે ? જે મોટા ઘરની કન્યા આ નીચ ભુવનમાં પોતાનું કલંક છુપાવવા એકલી રહેતી તે કોણ છે ? કેરોલાઇનના આવા દયાજનક હાલ કરનાર બદમાશ કોણ હશે ? મિસીસ બ્રેસે તેના પતનમાં કેવો ભાગ ભજવ્યો હતો ? આ અને એવા એક હજાર ને એક ભેદો હજુ આ નવલ કથામાં સંડોવાયલા છે. પ્રિય વાંચક ! ધીરજ ધર. એ ભેદો તારી આગળ વહેલા મોડા ફુટયા વિના રહેવાના નથી.

# પ્રકરણ ૨૨–મું.

## રંગમાં ભંગ.

કેરોલાઇનને–નિરાધાર, ગર્ભવતી કુમારિકા કેરોલાઇનને મિસીસ લીંડસેના કબજામાં સોંપી રાતે નવ વાગાને શુમારે મિસીસ એસ પોતાની દુકાનમાં પાછી આવી અને પોતાના ખાનગી ઓરડામાં જતાં વાર હેરીએટને બોલાવી તેણે પુછયું: "મિ. મીગલ્સનો પત્ર રવાના કર્યો? મીο હાર્લી અને ઓકટેવિયાને માટે સ્વાદિષ્ટ ભોજનની તઇયારી થઇ ગઇ?"

"જી. બાઇ સાહેબ!" દાસીએ જવાબ વાળ્યો.

તે નીચ દલ્લાલણને આ જવાબથી સંતોષ થયો. તરતજ તે એક પ્યાલો શરાબ પી તેની દુકાનમાં કામ કરતી યુવતીઓના ડીનર રૂમમાં ચાલી ગઇ. આ ઓરડાની શોભાનો પાર ન્હોતો. તેજસ્વી લેમ્પ ઝગારા મારી રહ્યો હતો. એક બાજુ સગડીમાં દેવતા સળગી રહયો હતો. અને ટેબલ પર રકાબીઓ ગોઠવાઇ ગઇ હતી. બીજી બાજુ દશ બાર ખુબસુરત યુવતીઓ બેચારની ટોળીમાં ખિલખિલાટ હસતી વાતચીત કરી રહી હતી અને તેમની સુંદરતાથી ઓરડાની શોભા ઔર વધી ગઇ હતી.

આ યુવતીઓમાં વિવિધ પ્રકારના સઉન્દર્ય અને લાવણ્યનો ભંડાર ભર્યો હતો. દરેક સુંદરી કોઇએક ખાસ પ્રકારનું માધુર્ય વીરતારી રહી હતી. ભિન્ન ભિન્ન રૂચીવાળા વિલાસીઓને આમાંથી કોઇને કોઇ નૌજવાન સ્ત્રી પસંદ પડી જતી. કોઇ લાંબી, કોઇ બટકી, કોઇ તાજીમાજી તો કોઇ પાતળી હતી. કોઇના વાળ કાળા, કોઇના ભુરા તો કોઇના સોનેરી હતા. કોઇની આંખો કાળી તો કોઇની નીલી હતી. લાંબા, ગોળ યા લંબગોળ વદનોનો પણ તોટો ન્હોતો. રોમ, ગ્રીસ, ફ્રાન્સ અને ઇંગ્લાંડની રમણીઓ આ સૌન્દર્યના બજારમાંથી મળી શકતી.

રાતે સાડા નવ વાગે ડીનરની તૈયારી થઇ. ભાત ભાતના ગોસ્ત શરાબ મીઠાઇ, ફળ અને સ્વાદિષ્ટ ફ્રેંચ વાનીઓ ટેબલ પર પીરસાઇ ગઇ. મિસીસ એસ બેસી જતાં બધી યુવતીઓ પોતપોતાની જગા

પર બેસી જઇ આનંદથી પેટ પૂજા કરવા લાગી. મિસીસ બ્રેસ આ વખતે કોને શું જોઇએ છે, કોને શું ભાવે છે તેની અત્યંત કાળજી રાખતી. આ દેખાવ અત્યંત મનોહર હતો. એ મશહુર દલ્લાલા તેની દુકાનમાંની રમણીઓની ભારે કાળજી રાખતી. તેમના ભોજન સમયે જાતે હાજર થઇ અત્યંત પ્રેમથી સર્વને આગ્રહપૂર્વક જમાડતી. સર્વને પુરતા પગાર આપતી ને તેમના અયશ આરામ માટે તેમના વિલાસને રંગ રાગ માટે પાણી પેઠે પૈસા વેરી નાખતી. ટૂંકમાં તે સર્વને પોતાની પુત્રીઓ પેઠે પાળતી એ રમણીઓ દ્વારા તેને પુષ્કળ સંપતિ મળતી હતી. એ સર્વ તેના વેપારની આકર્ષણ શકિત હતી. અને જગતમાં રૂપ-લાવણ્યના ખરીદદારોનો શો તોટો છે? જે દુકાનમાં રૂપાળી લલનાઓ કામ કરતી હોય ત્યાં સ્વભાવિક રીતે ગ્રાહકોનો દરોરો પડે છે આબરૂદાર સ્ત્રીઓજ ત્યાં ખરીદી કરવા જતી નથી પણ મોટા મોટા શ્રીમંતો ને અમીર ઉમરાવો પણ પોતાની મનમોહન માશુકોના દર્શન કરવાને એવી દુકાનમાં પોતાની બહેન યા પુત્રીઓ લઇ ખરીદી કરવા ઉતરી પડે છે. ગુપ્ત રીતે આ સુંદરીઓ અમીર ઉમરાવોના વિલાસની તૃપ્તી માટે મન માન્યા દામે વેચાતી હતી. મિસીસ બ્રેસે એવા વિલાસ ભવન માટે સેંટ જેમ્સ સ્કવેરમાંનુ મકાન રાખ્યું હતું. જે પરીઓને પ્રતાપે તે દર વર્ષે હજારો ગીની કમાતી હતી તેમના સુખ ચેન માટે તે આતુર રહે એમાં આશ્ચર્ય જેવું કંઇ નથી.

પ્રિય વાંચનાર, મિસીસ બ્રેસના નીચ કાવાદાવા ન જાણનાર કોઇ અજાણ યુવાન આ સુંદર દ્રશ્ય જોઇ મુગ્ધ થઇ જાય એમાં કંઈ નવાઇ છે? એક એકથી રૂપમાં ચઢી જાય એવી, વિનયી નમ્ર અને નખરાંબાજ લલનાઓ પોતાની રૂપશક્તિથી ઓરડાની શોભા વધારતી ભોજન ખાઇ રહી હતી અને મિસીસ બ્રેસ એક માતાની પેઠે સર્વને આગ્રહ પુર્વક જમાડતી હતી. એ લલનાઓ સારી પેઠે જાણતી હતી કે મિસીસ બ્રેસનું મકાન પહેલા નંબરનું વેશ્યાલય છે. એ મશહુર દલ્લાલા પણ સર્વ યુવતીઓના સ્વભાવ જાણી ગઇ હતી નજર પડતાંજ જોનારને માલુમ પડી જતું કે આ સ્ત્રીઓની આંખોમાં પવિત્રતા અને

બજ્જાનુ નામ નિશાન ન્હોતુ પાપી પૈસાને માટે આ અમાનુંષી લીલા ખેલાતી હતી પણ કોઇ યુવતીના મુખમાંથી કદી અસભ્ય કે બીભત્સ વાત બ્હાર પડતી નહિ તેગની વાતચીત અને રંગઢંગ જોઇને "આફ્રીન" નો પોકાર સ્વાભાવિક નીકળી પડતો.

ભોજન લીધા પછી મિસીસ બ્રેસ આખી ફોજને લઇ બાજુના દિવાનખાનામાં ગઇ આ વિલાસ ભવનની મેનાઓનો તે ડ્રોઇંગ રૂમ હતો. ત્યાં જતા સર્વે યુવતીઓ પોતાને મન ગમતી રીતે દીલ બહેલાવવા લાગી કેટલીએ નોવેલ વાંચવા માંડયા. કોઇ પાના ખેલવા બેઠી કોઇએ ભરવા ગુથવાનું કામ હાથમાં લીધું તો કોઇ સગડી નજીક બેસી ગપ્પાં મારવા લાગી આમ અગીઆર વાગ્યા સુધી આનંદ પ્રમોદ થતો રહયો, સુવાનો સમય થયો. લલનાઓ મીસીસ બ્રેસને ચુમી લઇ "ગુડનાઇટ" કહી પોતાના ઓરડામાં ચાલી ગઇ તેમના ગયા પછી તે દલ્લાલા પોતાના શયનગૃહમાં ગઇ. પલંગ પર પડી તે પોતાના નીચ કારસ્તાનો માટે કદિ પસ્તાતી ન્હોતી એટલે અરધી કલાકમાં તેની આંખ મળી ગઇ. ઉંઘ આવતાંજ કોણુ જાણે કેમ જાણે કેમ આજે તે સ્વપ્ન સૃષ્ટિમાં જઇ પડી. સ્વપ્નમાં તેણે જોયું કે કેરોલાઇન ફાટી આંખોએ તેના તરફ જોઇ ક્રોધની જવાલાથી તેને બાળી રહી છે. એ અનાથ બાળાના માત પિતાને આપેલા વચનનો મિસીસ બ્રેસે ભંગ કર્યો હતો એ બીનાની યાદ આપી કેરોલાઇન તેને ધિક્કારવા લાગી. અંતે ભયાનક ચંડી સ્વરૂપ ધારણ કરી તે તેની છાતી પર ચઢી બેઠી. બ્રેસ તડફડવા લાગી–તેનો જીવ હમણાં નીકળી જશે એવો તેને ભાસ થયો. તે ચીસ પાડવા તૈયાર થઇ પણ તેની જીભ સીવાઇ ગઇ હતી. બેચાર મિનિટ તે તડફડતી રહી. તેના આખા શરીરપર પ્રસ્વેદના બીંદુઓ બાઝી ગયા. આખરે તે બીછાનામાં જાગી ઉઠી પણ તેનો આંતક દુર થયો નહિ. પોતે સ્વપ્ન જોઇ રહી હતી એવી ખાત્રી તેને થોડીક વાર ન થઇ. ઓરડામાં રોશની બળી રહી હતી. બ્રેસ તેમાંની એકએક ચીજ જોવા લાગી. આંગળા કરડી તે હોંસમાં આવી ત્યારેજ તેની ખાત્રી થઇ કે તે પોતાના પલંગ પર પડી પડી સ્વપ્ન જોઇ રહી હતી.

બાજુના ટેબલ પર પડેલી ઘડીયાળ જોઇ બ્રેસે જાણ્યું કે હજુ

એક વાગ્યો છે તેણે ફક્ત દોઢ કલાકની ઉંઘ લીધી હતી. પુનઃ તે પલંગ પર પડી ને આંખો બંધ કરી તંદ્રામાં પડી ગઇ. એવામાં એક વિચિત્ર અવાજથી તે ચોંકી ઉઠી અને સ્તબ્ધ થઇ કાન માંડી રહી પણ તેને કંઇ સંભળાયુંજ નહિ.

"ત્યારે શું એ મિથ્યા ભ્રમ હતો? કોઇ બીજું સ્વપ્ન તો નહોતું આવ્યું?" તેણે વિચાર કરવા માંડયા. તેનું ગળું સુકાઇ ગયું હતું. ભયથી તે કમ્પી ગઇ હતી. ટેબલ પર પડેલી મીઠી શરાબની બાટલી લઇ તે બે ચાર ઘુંટડા પી ગઇ. તેના શરીરમાં ફરીથી જરા ચેતન આવ્યું ને તેજ પળે પેલો વિચિત્ર અવાજ પાછો સંભળાયો. તે સાવધ થઇ, કાન માંડી એ અવાજ સાંભળવા લાગી. થોડીવારે તેને ખબર પડી કે આ કોઇ લાકડું ચીરવાનો અવાજ છે. તે સાહસિક હતી. તે જાણતી હતી કે આ વખતે એ મકાનમાં ત્રણ પુરૂષો હતા. મી૰ હાલીં અને બે નોકરો? જો કંઇ આફત આવી પડે તો મદદ મળવાનો સંભવ હતો. હવે શું કરવું? તે સ્લીપર પહેરી શરીર પર શાલ વીંટાળી લઇ બહાર નીકલી થોડે દુર જઇ તે પાછી સાંભળવા લાગી. આ વખતે કંઇ અવાજ આવતો ન્હોતો પણ નીચે કોઇ ધીમે ધીમે વાત કરતું હતું એમ બેસને લાગ્યું તે શ્વાસ બંધ કરી સાંભળવા લાગી. તેની ખાત્રી થઇ કે બે જણા સાવધાનીથી એક બીજાના કાનમાં કંઇ ગણગણી રહ્યા છે. બારી, તાળું તોડવાનું હથિયાર, ચાવી વિગેરેના અવાજ સ્પષ્ટ સંભળાયા ઘરમાં ચોર ઘુસ્યા છે અને તેઓ ડીનર રૂમનો દરવાજો તોડવાની કોશીષ કરે છે એવી બેસની ખાત્રી થઇ ગઇ. સુવા જતાં પહેલાં મિસીસ બેસ એ ઓરડાના દ્વાર જાતે બંધ કરતી હતી. એ રૂમમાં કિમતી વાસણો હતાં બેસને લાગ્યું કે જો બુમ પાડીશ તો ચોરો વાસણો લઇ છુ થઇ જશે. મી૰ હાલીંને બોલાવવાની તેની છાતી ન ચાલી. તેને કોઇ ઓળખી જાય તેમાં બેસને સાર ન જણાયો ચોરોની સામે એકલા જવામાં પણ લાભ ન્હોતો બે નોકરો સેંટ જેમ્સ સ્કવેરવાળા મકાનમાં હતા તેમને બોલાવવા માટે બાહર ઉતરી તે મકાનમાં જવું પડતું હતું અને

આ પળે તેમ કરવું સહજ ન્હોતું. બ્રેસની સ્થિતિ વિચિત્ર થઇ પડી એક પલ પણ ગુમાવાય તેમ ન્હોતું દાદરના કઠેરાને અઢેલી નીચું જોઇ તે ચોરોની લીલા જોવા લાગી ચોરોએ ડીનરરૂમના દ્વાર તોડી નાખ્યા હતા સત્યાનાશ! હવે ચૂપ રહેવાય તેમ ન્હોતું. નોકરો આ દુકાનની યુવતીઓને જગાડવાનું કામ ન્હોતું. એ બધાને જગાડતાં ચોરો ડરી જાત પણ તેટલા સમયમાં વાસણો લઇ બદમાસો ગચ્છંતિ પણ કરી જાય—ગમે તેમ થાય પણ નોકરોને જગાડયા વિના છુટકો નથી. આવો નશ્ચિય કરી બ્રેસ બીલાડીની માફક બીજા મકાનમાં જવાની જગાએ પહોંચે એ સમયે ડીનરરૂમના દરવાજા આગળ રોશની માલુમ પડી અને તે સાથેજ મિસીસ બ્રેસે એક અત્યંત ભયંકર ચહેરાનો માણસ જોયો. તેને જોતાંજ તે ચોર છે એવી એ દલાલણીની ખાત્રી થઇ ગઇ તે ભયભીત થઇ ચીસ પાડવા જતી હતી પણ તેનું ગળું રૂંધાઇ ગયું હતું. ચોરોએ તેના પર કોઇ જાતનો જૂલમ કર્યો ન્હોતો પણ તેમને જોતાંજ તે કાષ્ટની પૂતળી જેવી સ્તબ્ધ થઇ ગઇ હતી. અચાનક તેને જોઇને એક બદમાસ તાજુબ થયો તે કંઇક ગણગણીને ચુપ ઉભો રહ્યો બન્ને થોડીવાર એક બીજાને જોઇ રહ્યા. ચોરના હાથમાં ફાનસ હતુ-મિસીસ બ્રેસ દિવાલને અઢેલી ઉભી હતી ચોર વિચાર કરતો હતો કે "આ મારી આંખોનો ભ્રમ તો નથી?" મિસીસ બ્રેસને આ બદમાસનું મ્હો અગાઉ કોઇવાર જોયું હોય એવું પરિચિત લાગતું હતું. ચોરનો ગણગણાટ સાંભળી તેનો સાથી પણ ડીનર રૂમના દ્વાર આગળ આવી ઉભો. તેનો ચહેરો લાલ અને ગાલ ફૂગેલા હતા. પહેલા ચોર જેવોજ તે ભયંકર હતો પણ બ્રેસ તેને પીછાનતી ન્હોતી.

ધીમે ધીમે બ્રેસનો ડર દૂર થઇ ગયો. તે સમજી ગઇ કે આ વખતે હું આફતમાં ફસી ગઇ છું તે કોઇને બોલાવવાનું ભૂલી ગઇ; તેનું મ્હો બંધ થઇ ગયું ચોરને પોલિસને હવાલે કરવાને બદલે પોતેજ કોઇ ભયંકર જાળમાં ફસી પડી છે એમ બ્રેસને લાગ્યું. છેવટે હિમ્મત એકઠી કરી તે બે બે ડગલાં આગળ વધી ને ધીમે કંપિત સ્વરે ગણગણી:

"તમે ?"

"હા, વ્હાલી ! હું !—" પેલો પહેલો ચોર બોલ્યો:

"ચુપ ચુપ ! આ ઓરડામાં આવો." કહી બ્રેસ બંને ચોરોને ઓરડામાં લઇ ગઇ. એ ઓરડામાં બે બદમાસોની સામે એકલી પડતાં બ્રેસ ડરી ન્હોતી; પણ આ સ્થિતિમાં પડતાં તેની ચિંતાનો પાર રહ્યો ન્હોતો તેનું માથું દુઃખી આવ્યું; આંખે તમ્મર આવ્યા. થોડીક વાર તે આંખો મીંચી શીર દબાવી ઉભી રહી અને પછી ઓરડાના દ્વાર બંધ કરી લીધા લગભગ અરધો કલાક સુધી તે બે બદમાસો સાથે એ ઓરડામાં રહી તેમની વચ્ચે શી ધુસપુસ થઇ તે અમે જાણતા નથી. અમે એટલુંજ કહી શકીએ છીએ કે મિસીસ બ્રેસની આગલી જીંદગીને આ બદમાસ સાથે કંઇક ગાઢ સંબંધ હતો અને તેના સ્મરણથી તે કમકમી રહી હતી. ચોરો ખાલી હાથે ગયા કે નહિ તેની અમને ખબર નથી. અમે એટલુંજ જાણીએ છીએ કે એ બદમાસો કોઇ વાસણ યા કિમતી ચીજ ઉપાડી ગયા ન્હોતા. તેમને વળાવવા મિસીસ બ્રેસ દુકાનના દરવાજા સુધી ગઇ. એ દરવાજો તોડીને બદમાસો અંદર આવ્યા હતા તેઓ ચાલ્યા ગયા પછી બ્રેસ એક ખુરશી પર ફસડાઇ પડી અને પૂર્વનો દારૂણ ઇતિહાસ સંભારી મ્હો ઢાંકી રોવા લાગી. થોડીકવાર રૂદન કરતાં તેની છાતીનો બોજો હલકો થયો એટલે તે સીધી શયનગ્રહમાં ચાલી ગઇ.

હવે તેને ઉંઘ ન આવી. દારૂણ ચિંતામાં તે એકથી બીજું પાસું બદલી સમય વીતાવવા લાગી. તેની નીદ્રા ઉડી ગઇ હતી. રાત પણ ધીમે ધીમે વીતતી જતી હતી. સમય જતાં તેની ચિંતા પણ ઓછી થતી હતી. અંતે શાંત જેવી થઇ ગઇ. તેની નષ્ટ થયેલી આશા પાછી આવી, તેની આશા ફળશે એવા વિચારથી તે મલકાઇ, જતી વખતે પેલા બદમાસો તેને ફરીથી સતાવવાને ન આવવાનું કહી ગયા હતા.

મળશકું થયું. પાંચ વાગ્યા બ્રેસ ઉઠીને સ્નાનાગારમાં જઇ ઠંડા પાણીથી સ્નાન કરવા લાગી. ભયંકર શિયાળામાં યા ઉનાળામાં

તે ઠંડા પાણીથી સ્નાન કરતી હતી અને તેથી આ ઉમ્મરે પણ તેને જવાની જળવાઇ રહી હતી. સ્નાન કરતાં તેનો જીવ ઠંડો થઇ ગયો તપેલા મસ્તક પર શીતલતા આવી ઉજાગરાની વેદના નષ્ટ થઇ, શરીરમાં નવું ચેતન આવ્યું અને કરમાયલું વદન ખીલી ઉઠયું રાત્રે બનેલ બનાવથી તેના ગાલ પર જે ફીકાસ આવી હતી તે પાઉડરથી ઉડી ગઇ ને તેના કોમલ મુલાયમ ગાલો પર રાતી સુરખી ચમકવા લાગી

૭ વાગ્યા પછી તે ડ્રોઇંગ રૂમમાં ગઇ. ત્યાં સગડી તૈયાર હતી તે હજુ ઓરડામાં પગ મુકતી હતી એવામાં દાસી હાંફતી હાંફતી આવી બોલીઃ "મેમ સાહેબ ! આપણે ત્યાં ચોરી થઇ—"

આ સાંભળતાંજ બ્રેસ ડરી ગઇ, તે દાસી સાથે ઉતાવળથી ડીનર રૂમ તરફ ગઇ. પ્રથમ ચોરોએ ચાવીથી દ્વાર ખોલવાની કોશીષ કરી હતી પણ તેમાં ન ફાવવાથી દ્વાર તોડી બદમાસો અંદર દાખલ થયા હતા. વાસણ રાખવાની આલમારી તોડી બદમાસોએ વાસણો બહાર કાઢયા હતા. એક પણ વાસણની ચોરી થઇ ન્હોતી તે જોઇ દાસી બોલીઃ—"બદમાસો કોઇનો અવાજ સાંભળી નાસી ગયેલા જણાય છે એક પણ વાસણ ગયું નથી."

"હા. એમજ લાગે છે." બ્રેસ બોલી. "અજબ જેવી વાત છે કે આવી ધાંધલ થવા છતાં કોઇ જાગી ન ઉઠયું."

બન્ને જણી ત્યાંથી દુકાનમાં ગઇ, ત્યાં પણ સર્વ વસ્તુઓ જેમની તેમ પડી હતી. એ જોઇ બદમાસો કોઇના ડરથી નાસી ગયા હશે એવી ખાત્રી થઇ ગઇ. બંને જણી દુકાનમાં ફરતી હતી એવામાં દુકાનની બીજી રમણીઓ બબ્બે ત્રણ ત્રણની ટુકડી બની ત્યાં આવવા લાગી ચોરીની વાત સાંભળતાં બધી ગભરાઇ ગઇ પણ કંઇ ચીજ ગઇ નથી તે જાણતાં સઘળી શાંત થઇ ગઇ.

જે થવાનું હતું તે થઇ ગયું. કંઇ ચીજ ગઇ નથી એટલે ધમાલ કરવાની જરૂર નથી આ વાત અહિં દાટી દેવામાંજ સાર છે. "મિસીસ બ્રેસની આ વાત બધાને ગમી પોલીસની સતામણી અને

ધમાધમ કોને ગમે છે? ગ્રેસ પોતાના ગુપ્ત રહસ્યને ઢાંકવા માટે આ બનાવપર કાળો પરદો નાખવાને આતુર હતી તેની દુકાનની રમણીઓ પોલિસના દર્શન કરવા માગતી ન્હોતી એટલે આ વાતનો અહિંજ અંત આવી ગયો.

સાત વાગ્યા મિસીસ ગ્રેસ દુકાનમાંથી હમણાંજ ડ્રોઇંગ રૂમમાં આવી એ વખતે ચપરાસીએ આવી ખબર આપી: "લોર્ડ ફ્લોરેમલ પધાર્યા છે" આ નોકર સેંટ જેમ્સ સ્કવેરમાંના મકાનમાં પહેરો ભરતો હતો એ મકાનના દરવાજામાંથી એકલા પુરૂષોજ આવજા કરતા હતા.

લોર્ડ ફ્લોરેમલનો મહેલ પીકેડેલીમાં હતો. ત્યાં જઇ વસ્રો બદલી તે ગ્રેસને મળવા આવ્યો હતો તે સ્રી વેષમાં વધુ ખુબસુરત લાગતો કે પુરૂષ વેષમાં તેનો નિર્ણય કરવો મુશ્કેલ હતો. તે આવ્યો. નોકર ચાલ્યો ગયો. એટલે મિસીસ ગ્રેસ સ્મિત ફરકાવી બોલી:

"કેમ મારા રંગીલા લાલ! જંગ જીતી આવ્યાને! અહા! જરા મ્હોં ફીકુ પડી ગયું છે પણ હજુ તમારી મનોહરતા જેવી-ને તેવીજ છે હો!" કહી ગ્રેસે એ યુવાનના ગાલ પર હાથ ફેરવ્યો.

"વ્હાલી!—" એ યુવાન અમીર બોલ્યો:—"આ રંગરાગનો સમય નથી. બોલ, ઓકટેવીયા અહિં છે કે ચાલી ગઇ?"

ગ્રેસ આ સાંભળતાં ગંભીર થઇ બોલી:—"હમણાં શાની ચાલી જાય? અત્યારે તે ભાનમાં આવી છે કે નહિ તે વિષે મને સંદેહ છે. તેના આશકે તેને શરાબમાં બેભાનીની દવા પાઇ દીધી હતી. હેરીઅટ તે વખતે ત્યાં હતી. તેણે પોતાની નરી આંખે ઓકટેવિયાને દવાવાળો શરાબ પીતાં જોઇ હતી."

"ત્યારે કંઇ ડરવા જેવું નથી."

"એટલે?"

"હમણાં તું કંઇ ન પુછ હું પછી તને બધી વાત કહીશ.'

એટલું કહી તેણે બ્રેસના ગોરા ગોરા ગાલ પર ધીમેથી ચીમટી લીધી: "જો—નારાજ ન થતી હો !–"

"ફ્લોરેમલ ! હું તમારાથી કદિ નારાજ થાઉં ખરી ? તમે ચિંતાતુર કેમ જણાવ છો ?" બ્રેસ ફ્લોરેમલની પ્રેમાળ ચેષ્ટાથી પ્રસન્ન થઇ બોલી.

"ચિંતા જેવું કંઇ નથી. પોલિને મારી વાસના તૃપ્ત કરી નથી. પણ તેથી હું દુ:ખી પણ થતો નથી."

"મને લાગે છે કે પોલિને તમને સાધુ બનાવી દીધા છે !"

"એ વાત પછી કરીશ હમણાં પોલિનને આપેલું વચન પાળવાની મારી ફરજ છે."

"શાનું વચન ?"

"ઓકટેવિયાને વિના વિલંબે ઘેર મોકલી દેવાની જરૂર છે."

"કેમ ?"

"તેનો પિતા બ્હારગામથી પાછો આવ્યો છે."

મિસીસ બ્રેસ આ સાંભળતાંજ ડરી ગઇ; "ત્યારે તો બધો ભેદ ખુલી જશે."

"નહિ. મારા કહેવા પ્રમાણે કરવાથી કંઇ થવાનું નથી."

આ પળે હેરીઅટે અંદર આવી મિસીસ બ્રેસના કાનમાં કંઇ કહ્યું તે સાંભળી બ્રેસે લોર્ડ ફ્લોરેમલને કહ્યું: "તમે ઓકટેવિયાને મળવા ચાહો છો ?"

"હા. તરતજ."

બ્રેસે હેરીઅટને ઇશારો કરવાથી તે ગુપચુપ ચાલી ગઇ તે જોઇ લોર્ડ ફ્લોરેમલ બોલ્યો: "શું છે ?"

"ખાસ કંઇ નથી. ઓકટેવિયાનો આશક ચાલ્યો ગયો છે. જતી વખતે તે પોતાની આશુકને દિલાસો દઇ ગયો છે છતાં તે ઘર જવાના વિચારથી કમ્પી રહી છે."

"હું એને શાંત કરીશ તું ગાડી મંગાવી રાખ," લૉર્ડ ફ્લોરેમલે કહ્યું.

એસે નોકરને ગાડી લાવવા હુકમ કર્યો નોકર ગયા પછી હેરીઅટ ઓકટેવિયાને લઇ એસના દિવાનખાનામાં આવી. ઓકટેવિયાને એક અજાણ્યુ સખસને ત્યાં જોઇ પાછી ચાલી જતી હતી પણ મિસીસ એસે તેને અટકાવીને કહ્યું "મિસ કલેરંડન! ડરો નહિ આ ગૃહસ્થ આપણા મિત્ર છે. લૉર્ડ ફ્લોરેમલથી ડરવાની લેશ માત્ર જરૂર નથી."

ઓકટેવિયા ધીમે ડગલે દિવાનખાનામાં આવી તેનું વદન કરમાઇ ગયું હતું. આંખોમાં આંસુ હતાં. અંદર આવતાં તેણે લૉર્ડ ફ્લોરેમલ તરફ લજ્જાયુકત નજર ફેંકી. અતિ કોમલ અને સ્ત્રી સુલભ મધુર ભાવથી ઓકટેવીયા તરફ જોઇ લૉર્ડ ફ્લોરેમલ તેની પાસે ગયો અને કોમળ ભાવે તેનો હાથ પકડી બોલ્યો:—મિસ કલેં-રંડન! હુ તમારો મિત્ર છું. મારાથી ડરવાની કંઇ જરૂર નથી અત્યારે વિના વિલંબે તમારે ઘેર જવાની જરૂર છે. તમારી બ્હેન પૃથ્વી પરની દેવી છે. તે તમને કંઇ પણ ઠપકો આપવાની નથી. તમારા પિતાને કંઇજ ખબર નથી—"

"પિતા? મારા આવ્યા?" ઓકટેવીયા ચોંકી ઉઠી.

"હા. પણ તમારે ડરવાની જરૂર નથી. તેમને તમે આખી રાત બહાર હતાં તેની ખબર નથી. તમારી બ્હેન તમારૂં રહસ્ય જાણે છે પણ પ્રાણ જતાં પણ તે એ ભેદ ફોડવાની નથી."

"પોલીનને ખબર પડી ગઇ—પિતાજી ઘેર આવી ગયા—" ભોળી ઓકટેવીયા આટલું બબડી ખુરશી પર બેસી ગઇ—તેની આંખો-માંથી અવિશ્રાંત આંસુની ધારા વહેવા લાગી.

"મિસ કલેરંડન! શાંત થાઓ. લૉર્ડ સાહેબની વાત તમે સમજ્યાંને? તમારી બ્હેનને તમારા ભેદની ખબર પડી છે પણ

પણ તે હમને બચાવવાને તઇયાર છે." અત્યંત પ્રેમથી ઓક્ટેવીયાના માથા પર હાથ ફેરવતી મિસીસ ક્રેસ બોલી.

"હાય ! એ પવિત્ર શીલવતી બ્હેનને હવે હું મારું કાળું મ્હો શી રીતે બતાવી શકીશ ?"

"એ તમને પ્રાણથી અધિક ચાહે છે, ચાલો. ઉતાવળ કરો સાત વાગી ગયા છે. આઠ વાગ્યા પહેલાં તમારે ઘેર જવાની જરૂર છે." લોર્ડ ફ્લોરેમલે કહ્યું.

પિતાને પોતાના ગુપ્ત પ્રેમની ખબર ન પડે એ ભયથી ઓક્ટેવિયા લોર્ડ ફ્લોરેમલ સાથે જવાને તઇયાર થઇ. જો એ બન્ને આ ઘરમાંથી સાથે નીકળે તો મિસીસ ક્રેસની દુકાનની બદનામી થાય તેથી તે ઓક્ટેવિયાને લઇ પીકેડેલી તરફ જવાને તૈયાર થઇ લોર્ડ ફ્લોરેમલ સેંટ જેમ્સ સ્કવેર વાળા મકાનમાંથી બ્હાર નીકળી ગયો મિસીસ ક્રેસ ઓક્ટેવિયાને ગાડીમાં બેસાડી પોલમેલ સ્ટ્રીટમાંથી બેંડ સ્ટ્રીટ આગળ જઇ તેની રાહ જોવા લાગી લોર્ડ ફ્લોરેમલ ત્યાં આવી પુગતાં મિસીસ ક્રેસ ગાડીમાંથી ઉતરી પડી ને તેની જગ્યા તે યુવાન અમીરે લીધો. તે ગાડીમાં બેસતાંજ ગાડી ત્વરીત વેગે એજવર રોડ તરફ ચાલી ગઇ.

પોલીનની સુંદરતાની પ્રશંસા સાંભળી મોહિત થઇ તેને વશ કરવા માટે લોર્ડ ફ્લોરેમલ સ્ત્રી વેષમાં તેની પાસે ગયો હતો, તેનો કપટ વેષ પોલિન સમજી ગઇ હતી, લોર્ડ ફ્લોરેમલે તેની ક્ષમા માગી લગ્નની માગણી કરી હતી એ સર્વ વાત તેણે ધીમે ધીમે ઓક્ટેવિયાને કહી પછી તે બોલ્યો: અમે પાછલા ઓરડામાં બેઠા હતા એટલામાં તમારા પિતા આવી પહોંચ્યા. પોલિને તમે સુઇ રહ્યાં છો એમ તમારા પિતાને સમજાવી દીધું. તમારા પિતા થાકેલા હોવાથી તરત બિછાને ગયા. પછી તમે કયાં છો એ બીનાની મને ખબર છે એમ કહી તમને આઠ વાગ્યા પહેલાં ઘેર પહોંચાડી દેવાનું મેં પોલિનને વચન આપ્યું. મિસીસ ક્રેસ મારાપર વિશ્વાસ રાખતી હોવાથી તમે અહિં રાત રહેવાનાં

છો તેની મને ખબર હતી પણ તમારા પ્રેમી કોણ છે તે હું જાણતો નથી તેમ જાણવાની મેં કદિ કોશેષ પણ કરી નથી."

ઓક્ટેવિયાનું ચિત્ત આ શમયે સ્થિર ન્હોતું. તે બધી વાત સમજી કે કેમ તે અચોક્કસ છે, તે એટલુંજ સમજી શકી કે પોલિન તેનું રક્ષણ કરશે. લોર્ડ ફ્લોરેમલની વાત પુરી થતાં ગાડી મિસ ક્લેરંડનના ઘર આગળ જઇ પહોંચી. ઓક્ટેવિયા ગાડીમાંથી ઉતરી પડીને લોર્ડ ફ્લોરેમલનો આભાર માની દરવાજામાં દાખલ થઇ ફ્લોરેમલે ગાડીમાંથી નજર ફેંકી. ઓકટેવિયાને જોતાંજ પોલિન તેની પાસે દોડી ગઇ ને તેને વ્હાલથી વળગી પડી. પોલિને લોર્ડ ફ્લોરમલને સંકેતથી સમજાવી દીધું કે ઓકટેવિયા વખતસર ઘેર આવી પુગી હતી હજુ તેનો પિતા જાગ્યો ન્હોતો. આ સંકેત સમજી જઇ લોર્ડ ફ્લોરેમલે ગાડી પીકડેલીમાં લઇ જવાનો કોચમેનને હુકમ કર્યો.



# પ્રકરણ ૨૩–મું.

## "મિયા બીબી હો ગયે!"

વાંચનારને યાદ હશે કે મી૦ હાર્લીને સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ માની તેની પાછળ પડી ભયંકર ભોંયરામાં ફસી પડેલો પેજ ત્યાંથી છુટી જ્યોર્જ એન્ડ બુલવર હોટલમાં બીમાર હાલતમાં પડયો હતો. ડોકટરે તેને ગરમ પાણીથી સ્નાન કરવાની સલાહ આપી પેજને ભોંયરામાં શરદી લાગી ગઇ હતી અને નાશભાગની ધમાલથી તે થાકી ગયો હતો. ગરમ પાણીથી સ્નાન કરી તે આરામથી સુઇ ગયો. ત્રીજે પહોરે તેની આંખો ખુલી તેનું દર્દ થોડુંક ઓછું થયું હતું. તે સગડી પાસે ગયો અને થોડોક સેરવો પીવાથી તેની તબીયત જરા સારી થતી જણાઇ તે ઓરડામાં ફરવા લાગ્યો. હવે તેના પગના સાંધામાં જરા જરા દર્દ થતું હતું એ સિવાય બીજું કંઇ ન્હોતું. હોટલના નોકરદ્વારા તેને ખબર મલી કે મી. હડસન–તેનો શેઠ તેનો મળવા આવ્યો હતો, પણ તેને નિદ્રસ્થ જોઇને પાછો ચાલ્યો ગયો હતો. પેજનો સ્વભાવ ચંચળ અને અસ્થિર હતો, જરા આરામ થતાં તે પેલા બુઢ્ઢાની પોકેટ બુક તપાસવા લાગ્યો. એ ચોપડીમાં કોઇએ કંપિત હાથે લખ્યું હતુ:

"સ્ટોર રૂમમાં ડાબી બાજુના ખુણામાં પથ્થર નીચે તપાસ કરજે ને જે મળે તે સાવધાનીથી વાપરજે. જુલીયા! જો બેદરકારીથી કામ કરશે તો ભારી આફત આવી પડશે."

ગઇ કાલે રાતે પેલા ભયંકર ભોંયરામાંથી પેજ બાજુના ઘરમાં ઉતર્યો હતો અને ત્યાં પેલો બુઢ્ઢો તેની હાજરીમાં સ્વધામ પહોંચી ગયો હતો તેણેજ આ શબ્દો લખ્યા હતા એવી એની ખાત્રી થઇ ગઇ. કારણ કે વૃધ્ધે મરતી વખતે તેની પુત્રીને જુલીયાને નામે પુકારી હતી અને ઉપલી બીના પણ તેનેજ સંબોધીને લખવામાં આવી હતી પેજ મનમાં વિચાર કરવા લાગ્યો!

"એ બુઢ્ઢો જબરો કંજુસ હશે! જુલીયાને મોટી સંપતિ પત્થર નીચેથી મળશે તે વિષે કશો શક નથી જુલીયાને એ વાતની

વિગેરે જગ્યાઓ જોતો જોતો તે યોગ્ય સ્થળે પહોંચી ગયો ત્યાં જતાં વાર તેણે ચારે તરફ આંખો ફાડી ફાડીને નજર ફેંકી. પેલા ભયંકર ભોંયરાનું સ્મરણ થતાં તે કંપી ઉઠયો પણ આસપાસના કેટલાક મકાનોમાં બતીનો પ્રકાશ જોઇ તેનામાં હિમ્મત આવી.

"આ ગલીના સઘળા રહીશો તો લુટારા અને ખુની નહિ હોય જો મેગ્સમેન અથવા તેનો કોઇ સાથી મને પકડી પાડશે તો હું સહેલાઇથી સપડાઇ જાઉં એવો નથી. એકવાર જીવપર આવીને લડી નાખીશ એટલામાં મારી ચીસ સાંભળીને કોઇ પણ મદદે દોડી આવશે" આવા વિચાર કરી તેણે ગજવામાં હાથ નાખી પીસ્તોલ જોઇ લીધી અને પછી હિમ્મત ધરી ગલીની અંદર દાખલ થયો. એ જગ્યા સાવ નિર્જન હતી. કાળુ ચકલીયું પણ નજરે પડતું ન્હોતુ કોઇ કોઇ મકાનમાં નિર્લજ્જ હઠ્ઠા મશ્કરી બોલાચાલી અને મારામારીના આવાજ આવતા હતા. અંતે તે જે મકાનની શોધ કરતો હતો તે મળી ગયુ. ત્યાં જતાં તેણે બારણા ખખડાવ્યા અને જો દ્વાર ન ખુલે તો શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો, એટલામાં એક યુવતી દ્વાર ખોલી ઉંબર આગળ ઉભી રહી તેનો દેખાવ સુંદર હતો પણ વસ્ત્રો ફાટયા તુટયા અને ગંદા હતા. તેનું શરીર સુડોળ અને વદન મનોહર હતું, પણ આંખોની આસપાસના કાળા કાંઠા, હોઠ પરની બનાવટી લાલી અને ગાલોની પીળાશ તેના દુષ્ટાચારની સાક્ષી પુરતાં હતા. તેના નેત્રો એટલો નીલજ્જ ભાવ પ્રગટ કરતા હતા કે તે કુલટાજ છે એવી ગમે તેની ખાત્રી થઇ જતી.

"તમે કોણ છો?" તે સ્ત્રીએ પેજને પુછ્યું.

બારણા આગળ ઉભા રહીને વાત કરવી પેજને ન ગમી. તેણે કહ્યું:—" તમારૂંજ નામ જુલીયાને?—"

" હા. કેમ?"

તો હુ તમને એક ખાનગી વાત કહેવા આવ્યો છું."

"ગમે તે હોય પણ તમે કોણ તે તો કહો?" આ માણસ

ને ઘરમાં લેવો કે નહિ તેનો વિચાર કર્યા વિના યુવતીએ પ્રશ્ન પૂછ્યો.

"કાલે રાતે હું તમારા પિતાના મરણ વખતે હાજર હતો. પેજે ગંભીર સ્વરે જવાબ આપ્યો. તે સાંભળતાંજ જુલિઆ એકદમ પાછળ હઠી ગઇ ને તેને અંદર જવાની વિનંતી કરી. તે અંદર જતાંજ જુલીયાએ દ્વાર બંધ કર્યા અને તે પેજને એક સુમસામ ઓરડામાં લઇ ગઇ ત્યારપછી તે નમ્રતાથી બોલી:—"સાહેબ, ઉપરના ઓરડામાં પિતાજીની લાશ પડી છે એટલે તમને ત્યાં લઇ જઇ શકતી નથી તે માટે માફ કરશો."

"કંઇ ફીકર નહિ. બેસો હું તરતજ મુદ્દાની વાત પર આવીશ. કાલે રાતે ચોક્કસ કારણસર હું આ મકાનમાં આવ્યો હતો. આવતાં વાર માળ પર કોઇના દર્દભર્યા અવાજથી મને જણાયું કે કોઇ બીમાર છે. કઇ મદદ કરવાના ઇરાદાથી હું ઉપર ગયો તો—"

"ત્યારે તમે મારા પિતાને મરતા જોયા હતા એમની હાલત એટલી બધી ખરાબ હશે એમ હું સમજી ન્હોતી; નહિ તો હું તેમને એકલા છોડી ન જાત સાંજે હું બ્હાર ગઇ ત્યારે બાપુજી ઊઠી બેસી શકતા હતા હું બ્હાર ગયા પછી દ્વાર પણ એમણેજ

બંધ કર્યા હતા" જુલીયા બોલી.

"હં! તેથીજ બારણાં અંદરથી બંધ હતાં. ત્યારે તમે કેવી રીતે અંદર આવ્યા?"

"તમે કેવી રીતે અંદર આવ્યા હતા?" કંઇક શંકિત નજરે પેજ તરફ જોઇ યુવતીએ સામો પ્રશ્ન કર્યો.

પેજ ચૂપ થઇ ગયો.

"સમજી ગઇ." જુલીયા હસીને બોલી: "બાજુના મકાનના ભોંયરામાંથી બે માણસો નાસી ગયા છે તેમાંના તમે એક છો

વાતને ! ચોંકો ના. હું તમને પકડાવી દેવા માગતી નથી. હવે હું કેમ અંદર આવી તે કહું. હું આજે સ્હવારે આઠ વાગે ઘેર આવી. આવતી વખતે રસ્તામાં બ્રીગ્સ મળ્યો—"

"તે કોણ ?"

"બાજુના મકાનનો માલીક."

'જેના માથા પર મોટો ડાઘ છે ?"

"હા. તેજ."

એજ સખસે પેજ પાસે મી૦ હડસન પર ૫૦૦ ગીની મોકલવાનો પત્ર લખાવ્યો હતો. તેનું નામ તે અત્યારેજ જાણી શક્યો.

જુલીઆ પાછી બોલવા લાગી: "બ્રીગ્સે મને પોતાના ઘરમાં લઇ જઇ કહ્યું કે કાલે રાત્રે બે સખસો અહીંથી નાશી ગયા છે તે વાત કોઇને ન કહેવી મેં તે કબુલ કર્યું. મારે એવી જીભ ચલાવવાની શી પડી છે ? હું ઘેર જવા ઉઠી ત્યારે તમે લોકો જે રસ્તેથી નાસી ગયા હતા તેજ રસ્તેથી બ્રીગ્સે મને મોકલી દીધી. આવીને ગાળ પર ગઇ તો પિતાજી-ની લાશ નજરે પડી. થોડીવાર પછી ઘરનાં બારણાં ખુલ્લાં પડેલા જણાયા એ જોઇ મને અજાયબી ઉપજી હતી પણ તમારી વાત પરથી હવે સઘળો ભેદ ખુલ્લો થઇ જાય છે."

"તમારા પિતા મોટા ઉમરાવ હતા ?" જુલીયાના મ્હોં પર નજર સ્થિર કરી પેજે પુછ્યું.

"ઉમરાવ–!" ખિલખિલાટ હસી પડી જુલીઆ બોલી:—"આ ઘર ઉમરાવને લાયકજ છે ને !" પુનઃ તે ખિલખિલ હસવા લાગી.

"ત્યારે મને જે શક હતો તે ખરો છે તમારા પિતા અત્યંત કંજુસ હતા. તમને ખબર છે કે તમારા પિતાએ પોતાની લક્ષ્મી ક્યાંય છુપાવી રાખી છે ? તમને એ વિષે કંઇ ખબર હોય એમ લાગતું નથી."

"નહિ. હું કંઇ જાણતી નથી પણ મેં સાંભળ્યું છે કે......"

"સાંભળ્યું છે શું? ખરી વાત છે ધારો–ધારો કે હું તમને તમારા પિતાનું ધન બતાવું તો તમે મને શું આપશો?" પેજ આટલું બોલી જુલીયાનું મ્હોં ટીકવા લાગ્યો.

"હું શું આપું? તમે કહેશો તે આપીશું." જુલીઆ બોલી.

"જુઓ, એ ધનના બે ભાગ કરવાને મારૂં મન માનતું નથી. એક જણને માટે એ ધન પુરતું છે પણ બે જણ ભાગીદાર થશે તો અમીરી રૂવાબ ચાલે એમ નથી." પેજ બોલ્યો.

"જરા સ્પષ્ટ વાત કરોને! તમારી માર્મિક ભાષા હું નથી સમજી શકતી."

"જુલીયા!" આંખ મારી કોમલ સ્વરે પેજ બોલ્યોઃ "હું ધારૂં છું–નહિ–મને એમ લાગે છે કે હજુ સુધી તું એકલી છે."

"ઠીક માની લો કે એકલી છું–પછી."

"પછી કંઇ નહિ. હવે આપણે એક વિકટ કામ કરવું પડશે જો, આ અક્ષર તારા પિતાના હાથના છે ને?" પેજ હસતાં હસતાં જુલીઆના હાથમાં કાગળ આપી બોલ્યો.

"હા. મારા પિતાનાજ આ અક્ષર છે. હવે હું બધું સમજી ગઇ આપણે મોટા માણસ થઇ ગયા–" ધન મળવાની ખાત્રીથી પ્રસન્ન થઇ યુવતિ બોલી.

"હું પણ એમજ કહતો હતો ચાલો હવે ધન જોઇ લઇએ તમારા લગ્ન થયા છે કે નહિ એ પ્રશ્ન પુછવાનું કારણ પછી કહીશ."

"હવે કાંઇ કહેવાની જરૂર નથી." જુલીયાએ મોહક સ્મિત કર્યું તેની સુંદર દંતપંક્તિ જોઇ પેજ ખુશ ખુશ થઇ ગયો.

બંન્ને જણ રસોડામાં ગયા પવનથી મીણબત્તી બુઝાઇ જવાના

ડરથી જુલીયાએ ફાનસ સળગાવી લીધું અને ત્યાંથી બંન્ને સ્ટોરરૂમમા ગયાં. ત્યાંની દીવાલને કાટ લાગી ગયેલો હોવાથી ધૂટ અને કચરાનો ત્યાં ઢગ થયો હતો, સ્થળ ભયંકર હતું તે જોતાં પેજને પુનઃ પેલું ભોંયરૂં યાદ આવ્યું ને તે કમ્પી ઉઠયો. દાદર પર ઉભો રહી તે નાસી જવાનો વિચાર કરતો હતો પણ પાછળ જુલીયા ફાનસ લઇ ઉભી હતી તે બોલી: "પેલા કાગળમાં જે પત્થરની બીના લખી છે તે પેલો પત્થર માલુમ પડે છે."

"હવે તો ધન મળી ગયું–" પેજને વિચાર આવ્યો. પુનઃ તેની સાહસિક વૃતિ ઉત્તેજિત થઇ તે પત્થર પાસે જઇ પહોંચ્યો તપાસ કરી જોતાં તેને લાગ્યું કે તે પત્થર ઉપાડવા માટે કોઇ સાંચાની જરૂર છે.

જુલીયા તરતજ બોલી: "બાજુના રૂમમાં પત્થર ઉપાડવાનો એક સાંચો છે અત્યાર સુધી એ ચીજના ઉપયોગની મને ખબર ન્હોતી. પણ પિતાજી તે શા માટે રાખતા હતા તે હવે સમજાય છે." આટલું કહી તે લોખંડનો સાંચો લેવા ગઇ. પેજને શંકા થઇ કે રખેને જુલીઆ તેને દગો દે! આ ખ્યાલથી તે દ્વાર આગળ જઇ ઉભો. જુલીયા તરતજ જોઇતી વસ્તુ લઇ પાછી ફરી અને પેજનો મનોભાવ સમજી જઇ બોલી: "મારા પર શક લાવીને તમે બારણા આગળ ઉભા રહ્યા એ તમારી તિવ્ર બુધ્ધિનું સુચન છે પણ બ્રીગ્સ અને તેના બદમાસ સાથીઓને હું કેટલા ધિક્કારૂં છું તેની તમને ખબર નથી. જો તમે તે જાણતા હો તો મારા પર તમને કદિ શંકા ન આવત. વળી તમે જે કામે આવ્યા છો તેમાં મારો પણ લાભ છે ને! પછી શા માટે તમને દગો દઉં?"

"તારી વાત સાંભળી મને અત્યંત આનંદ થાય છે."

જુલીયાની વાતથી ખુશ થઇ પેજ બોલ્યો; પછી તેનું ચીબુક પકડી તીરછી નજરે તેના તરફ જોઇ પેજે પ્રેમાળ સ્વરે કહ્યું: "જુલીયા! તું અત્યંત મોહક છે." આ વાકયને જુલીયાએ લગ્નની નાંદી રૂપ માની લીધું. તે જરા પણ ગુસ્સે ન થઇ.

પેજની પ્રેમ ચેષ્ટાને તેણે આનંદથી વધાવી લીધી. પેજ ગાંડો જેવો તેને જોઇ રહયો. તે જોઇ મંદમંદ હાસ્ય કરતી કંઇક નખરાથી તે બોલીઃ "મારૂં મ્હોં પછી જો જો! હમણાં કામે લાગી જાઓ."

પેજને બમણું જોર આવ્યું. તેણે લોખંડનો સાંચો જુલીયાના હાથમાંથી લઇ લીધો અને ડગલો કાઢી પત્થર ઉંચકવા તૈયાર થયો. થોડીવારમાં તેણે સાંચાથી પત્થર પકડી બાજુ ખસેડી કાઢયો—અને ઓહ! ખુશાલી! આનંદ! વિજય! નીચે ખાડામાં છ થેલીઓ પડી હતી.

"ઓછામાં ઓછી છ હજાર ગીની હશે." પેજ આનંદ ઘેલો થઇ બોલ્યોઃ તેણે એક થેલી હાથમાં લીધી અને તેનું વજન જોઇ કહ્યું: "એક હજાર મહોર તો જરૂર દરેક થેલીમાં હશે."

"આને શી રીતે લઇ જઇશ? અને લઇ જઇને રાખીશ ક્યાં?" જુલીઆ આનંદ પામી બોલી.

"પ્રથમ આ થેલીઓ રસોડામાં લઇ ચાલો, નહિ તો હું જે રૂમમાં બેઠો હતો ત્યાં લઇ લો."

અંતે પેજ જે રૂમમાં બેઠો હતો ત્યાંજ બધી થેલીઓ લઇ જવામાં આવી, ટ્યબરાઇ પર થેલીઓની હાર જોઇ પછી જુલીયા તરફ ફરી પેજ બોલ્યોઃ "જુલીયા! હવે આપણે શું કરવું તે નક્કી કરવું જોઇએ. હું એક આબરૂદાર કંપનીનો જુનો નોકર છું. હજુ સુધી મેં લગ્ન કર્યું નથી તેની ખાત્રી આપું છું હું કોઇ યોગ્ય કન્યાની શોધમાં છું જો તું મારી થવાને કબુલ થાય તો બધી ખટપટ મટી જાય અને આ દોલતના હીસ્સા કરવા ન પડે.

"જો આજ હાલતમાં તમે મારી સાથે લગ્ન કરવા માંગતા હો તો મને કંઇ વાંધો નથી. આપણે સાથેજ આ સ્થળ તજી જવું પડશે."

"એમને!—" કહી પેજે જુલીયાની કમ્મર પર હાથ નાખ્યો અને તેને વ્હાલથી ચુમી લીધી. ચુંબન કરતી વખતે જુલીયાના મ્હોમાંથી શરાબની ગંધ આવી પણ પેજે અત્યારે તે માટે કંઈ કહેવામાં સાર ન જોયો.

"ચાલો, જલદી કરો, તમારા લગ્ન કરવાનોજ વિચાર હોય તો તે તુર્તાં તુર્ત થવુ જોઈએ મારા પિતા પણ એકવાર કીર્તિવંત ગૃહસ્થ હતા..." છેલ્લું વાકય બોલતાં પોતાના મરનાર પિતાનો ખ્યાલ આવવાથી તે ઉદાસ થઈ ગઈ.

"તારા પિતાની અટક શી?"

"લાઈટફુટ."

"મેં એમજ ધાર્યું તું" પેજ બોલ્યો.

"શી રીતે? તમે અમારો ઇતિહાસ જાણો છો શું?"

"હા. જરા જરા જાણું છુ હમણાં એ બધી વાત જવા દે. કામ છે. રાત થોડી ને વેશ ઝાઝા ભજવવાનાછે. અહિં રહું તોપેલા બદમાશો મને પકડી લે એ ભય છે ને તારા બાપની દફન ક્રિયા વિના અહિંથી જવામાં પણ ધર્મ સંકટ નડે છે."

"મેં બધો બંદોબસ્ત કર્યો છે. ત્રણ દિવસ પછી લાશ દફનાવવામાં આવશે. ચાલો, જો તમે અચાનક મળી ગયા ન હોત તો હું અહિં લાશ લઈને બેસી રહેવાની ન્હોતી—ગમે ત્યાં ચાલી જાત."

"ચાલ તારી પાસે થોડીક મજબુત દોરી છે! જો દોરી હોય તો ચાર થેલી મારી કમ્મર સાથે બાંધી લઉં ને ઉપરથી ઓવરકોટ પહેરી લઉં. બાકીની બે તું તારા વસ્ત્રમાં છુપાવી લેજે." પેજે ધન લઈ જવાની યુકિત બતાવી.

"બેસો, હું લઈ આવું છું" કહી જુલીયા માળ પર ગઈ. અને હેટ તથા ઓવરકોટ પહેરી હાથમાં દોરી લઈ થોડીવારમાં પાછી ફરી. પેજે ચાર થેલી કમર સાથે બાંધી લીધી—બે જુલીઆએ છુપાવી દીધી—બન્ને બહાર આવ્યાં—કોઈ ન જણાતાં બન્ને રસ્તા પર નીકળ્યા.

"ટાવર હીલ જે રસ્તો ટુંકો હોય તે રસ્તે ચાલ" પેજ બોલ્યો. બન્ને થોડીવારમાં એ જગાએ જઇ પહોંચ્યા. ત્યાંથી ગાડી ભાડે કરી ફીરંગડમ બોટના મુસાફરખાનામાં ગયા. જુલીયા સાથે જયોર્જ એન્ડ બુલ્વર હોટલમાં ન રહી શકાય તે માટે બન્ને એ મુસાફરખાનામાંજ રાત ગાળી. બીજે દિને સહવારે નવ વાગે ફ્લીટ પ્રીઝન ગયા ને ત્યાં તેમને જોઇએ તેવો પાદરી મળી ગયો. ને તે જમાનામાં "ફ્લીટ મેરેજ" (નાસભાગના છુપા લગ્ન અથવા ગંધર્વવિવાહ) ગેર કાયદાસર ગણાતા ન્હોતા. જે પુરૂષને બીને પીછાન થયાને એક બે દિવસ પણ જન્મભરની સાંકળથી બંધાયા. હજુ જુલીયાના પિતાની લાશ દફનાવવામાં આવી ન્હોતી તેટલાંજ એ સજાત દીકરી શાદી કરી બેઠી! પણ એ બીનાથી ચોંકવાની જરૂર નથી જુલીયાને "પત્ની" થવાની ઘણી હોંશ હતી. બાઇ સાહેબે અત્યાર સુધી એવી નામદારી કરી હતી કે કોઇ માડી જાયો તેનો હાથ ધરવા તૈયાર થતો નહોતો. અચાનક પેજ જેવો પતિ મળી જવાથી તે રાજી રાજી થઇ ગઇ હતી. તેને લગ્ન કરવાની ઉતાવળ હતી બીજી બાજુ પેજની દાનત જુલીયાના બાપની દોલત પર લોભાઇ હતી એ ધનની માલીક જુલીયા હતી. જો તેની સાથે શાદી ન કરે તો પેજને બાબાસ સિવાય કંઇ મળે એમ ન્હોતું તેના વેપારી મગજે ધન અને બો બન્નેની માલકી મેળવવાની યુક્તિ શોધી કાઢી અને મી૦ પેજ અને મિસ જુલીયા લાઇટફુટ ધણી ધણીયાણી બની ગયાં! બન્ને બાજુએ સ્વાર્થની સત્તા જોરમાં હતી પછી પિતાના મરણનો શોક શો? લોકાચારની પરવા શી? એક શરાબી પાદરીએ દેવાળીયા પેજને કુલટા જુલીયા સાથે ધર્મગ્રંથીથી જોડી દીધા લગ્નની સર્ટીફીકેટ પર બેચાર કેદી બી પુરૂષની સાક્ષીઓ તરિકે સહી થઇ અને મી૦ પેજ નવી મિસીસને લઇને સાઉથવર્ક બોટમાં ગયો તેણે ત્યાં એક ઘર ભાડે રાખી લીધું અને નવ દમ્પતિ નવી સંપતિથી મોજ કરવાના અનેક મનસુબા કરવા લાગ્યા.

પ્રિય વાંચનાર, હવે આ વિચિત્ર જોડાંના આનંદમાં ખલલ કરવામાં સભ્યતા નથી. ચાલો, આપણે કોઇ બીજીજ જગાએ ચાલ્યા જઇએ.

# પ્રકરણ ૨૪–મું.

## નસિબનો પલટો.

લોર્ડ ફ્લોરેમલ ઓક્ટેવિયાને "પેરેડાઇઝ વીલા" માં મુકી ચાલ્યો ગયો. મુખ્ય દરવાજા આગળ ઓક્ટેવિયાને તેની નાની વ્હેન પોલીન મળી બંનેની આંખો મળતાંજ ઓક્ટેવિયા શરમની મારી અવાક બની ગઇ તેનો કંઠ બંધ થઇ ગયો. પોલિન તેની મનોદશા સમજી ગઇ. એક હાથમાં રૂમાલ હલાવી લોર્ડ ફ્લોરેમલને વ્હાલનો ઇશારો કરતી તે બોલી: "વ્હેન! શાંત થા ડરવાની કંઇ જરૂર નથી. પિતાજીને કંઇજ ખબર પડી નથી."

"પોલિન! તું મને ધિક્કારતી નથી!" તે કમનસિબ યુવતિ ગદગદ કંઠે બોલી.

"નહિ. પરમાત્માને ખાતર એવું ન બોલ."

બંન્ને ઉપરના ઓરડામાં ગઇ એક્ટેવીઆએ હેટ અને શાલ ઉતારી નાખ્યા અને પછી પોલીનને ગળે વળગી તે છુટે મોઢે રોવા લાગી.

"શાંત થા. વ્હેન! જે થવાનું તે થઇ ગયું હવે રોવાથી કંઇ વળવાનું નથી," અત્યંત પ્રેમથી મોટી વ્હેનને છાતીએ લગાવી પોલીન બોલી.

"પોલિન! વ્હેન! તું મારે માટે શું ધારતી હશે? તારા મનમાં કેવા કેવા વિચારો આવ્યા હશે!઼ઓ રામ! પ્રેમ વાટિકા આટલી સુગંધમય બનાવીને તેમાં તેં કંટક શા માટે વેર્યાં.

"વ્હેન! હુ તને વીનવવાને કહું છું કે શાંત થા. તું જાણતી નથી કે હું તને જાનથી પણ વધુ ચાહું છું? શું હું તને દુ:ખી જોવા માંગું છું? નહિ. મેં એ વાત પર ક્યારનો પરદો નાખી દીધો છે." કહી પોલિને ઓક્ટેવીઆના આંસુ લુછી નાખ્યા.

"વ્હેન! પિતાજીને હું મારું કાળું મ્હોં શી રીતે બતાવી શકીશ?"

" ઓકટેવીયા ! તારી દરેક વાત દર્દભરી હોય એમ લાગે છે. શું તેં એવા નાલાયકને દીલ દીધું છે કે જેનું નામ દેતાં તને શરમ લાગે ?"

" નહિ. નહિ. એ અત્યંત સ્નેહાળ, ખાનદાન અને ઉમદા સ્વભાવના યુવાન છે, અલ્પ સમયમાં એઓ પિતાજીને મળશે ને પીછાન વધતાં મારા હાથની માંગણી કરશે." ભોળી ઓકટેવીઅ ગદગદ સ્વરે બોલી.

" ત્યારે આટલી દુ:ખી શા માટે થાય છે ?"

" મી. હાર્લીને દીલ દેવા માટે હું દુ:ખી થતી નથી. "

" મી. હાર્લી !" પોલિન તાજુબ થઇ બોલી ઉઠી.

" હા. મને એમનીજ લગની લાગી છે."

" એ તો આનંદની વાત છે. તેમના વર્તન પરથી તેઓ કોઇ મોટા માણુસ જણાય છે." પોલિન આ વાત સાંભળી ખુશી થઇ.

" હા. પોલિન ! એમનો પ્રેમ સ્વીકારવા માટે મને જરા પણ અફસોસ થતો નથી. તને હું પ્રાણથી પણ અધિક ચાહું છું તેથી રખેને તું મને ધુતકારી કાઢે એવા ભયથી હું તારાથી આ બીના છુપાવી રહી હતી."

" નહિ. બ્હેન ! એવી અશંકા કદિ ન કરીશ. અજાયબીની વાત એ છે કે આપણે બંન્ને એકી વખતે પ્રેમ સૃષ્ટિમાં દાખલ થઇએ છીએ. મારા હૃદયમાં સ્નેહની નદી વહી રહી છે. મારા પ્રેમી તને આજે ઘેર મુકી ગયા હતા—"

" હા. એવું કાંઇ બોલ્યા હતા ખરા. પણ મારૂં દીલ અશાંત હોવાથી હું કંઇ સમજી ન્હોતી. ફક્ત એટલુંજ યાદ છે કે એ બુરી દાનતથી તને ફસાવવા આવ્યા હતા પણ તારી પવિત્રતાની જ્યોતિએ તેમને નવાજ માણુસ બનાવી દીધા—"

રાતની વાત તાજી થતાં પોલિનના ગાલ પર શરમની લાલી ધાઇ આવી. તે બોલી:—"હવે એ વાત જવા દે. જો આટલું યાદ રાખજે. કાલે રાતે પિતાજી આવ્યા ત્યારે હું લોર્ડ ફ્લોરેમલ સાથે પાછલા દિવાનખાનામાં બેઠી હતી. બારણું ખખડતાં હું ઉપર દોડી ગઇ ને શયનગૃહમાં બત્તી કરી શાલ ઓઢી લીધી. આપણે બન્ને ઉંઘી ગઇ હતી એવું પિતાજીને બતાવવા માટે મેં એમ કર્યું હતું. પિતાજી કંઇ પુછે તો હવે સાવધાનીથી જવાબ આપજે."

પોલિન લોર્ડ ફ્લોરેમલ સાથે કલાકો સુધી એકલી શયનગૃહમાં રહી હતી એ વાત તેણે ન કહી. રખેને તેની બ્હેનને તેના ચારિત્ર્ય વિષે શક જાય એવી આશંકાથી તેણે એ વાત છુપાવી હતી.

ઓક્ટેવિયા મહા મહેનતે શાંત થઇ. બન્ને બહેનો નીચે નાસ્તો લેવા ગઇ. મી. ક્લેરંડન થોડીવારમાં ત્યાં આવી પુગ્યો. ઘણે દિવસે પુત્રીઓને મળવાથી તેણે બંને બાળાઓને વ્હાલથી છાતીએ લગાવી લીધી. તે જ્યાં ગયો હતો ત્યાંથી ખુશ વધામણી લઇ આવ્યો ત્યાંથી તેના આનંદનો પાર ન્હોતો. ઓકટેવિયાનું હૃદય કંપવા લાગ્યું. એક પળે તેનું વદન શરમથી લાલ થઇ જતું તો બીજી પળે તે ફીકું પડી જતું. તેનો પિતા બ્હારગામ ગયો ત્યારે ઓકટેવિયા નિર્દોષ હતી. હવે એ નિર્દોષ પવિત્રતાની જ્યોતિ તેના વદનપર રહી ન્હોતી મી૦ ક્લેરંડનને રાતની કંઇ વાત ન કહી. વસ્તુતઃ તેને કંઇ શંકા પણ આવી ન્હોતી. તે પોતાના પ્રવાસની વાત કરવા લાગ્યો. વાંચનારને યાદ હશે કે મી૦ ક્લેરંડન લોર્ડ માર્ચમોંટનો કુટુંબી હતો. તેણે એક પાદરીની ગરીબ કન્યા સાથે લગ્ન કરવાથી તેના કુટુંબીઓ તેનાથી વિરકત થઇ ગયા હતા. આ સમયે તે લોર્ડ માર્ચમોંટને મળવા ગયો ત્યારે ત્યાંથી લીલું નાળિયેર ને સુકો ગોળ મળવાને બદલે તેનો ભારી સત્કાર થયો. આ અજબ પરિવર્તનનું કારણ એ હતું કે માર્ચમોંટની પત્ની સ્વર્ગવાસી થઇ હતી. તેનો એક માત્ર પુત્ર ઓનરેબલ આર્થર ઇટન હવે તેનો આધાર હતો તેની ઉમ્મર આશરે ત્રેવીશ વર્ષની હતી. પ્રથમ તેની શારિરિક દશા બેનસુન હતી. કોઇ

દિવસ તેનું માથું પણ દુખ્યું ન્હોતું પણ અચાનક તે બીમાર થઇ ગયો અને હાલમાં તે મૃત્યુ અને જીવન વચ્ચે ઝોલા ખાતો હતો. તેનું મ્હો પીળું પડી ગયું હતું–તેનું શરીર સુકાઇને લાકડી જેવું થઇ ગયું. પોતાના એકના એક પુત્રની આવી દુર્દશા જોઇ લોર્ડ માર્ચમોંટ વિહ્વલ થઇ ગયો. તેણે મોટા મોટા ડોકટરો બોલાવ્યા–પાણી પેઠે પૈસા વેર્યા આર્થરને ક્ષયરોગ થયો હતો એવો વૈદકમત હતો. તે જલદી સાજો થશે એવી આશા હતી ત્યાં સુધી લોર્ડ માર્ચમોંટે તેની બીમારીની વાત પોતાના સગાઓને કરી ન્હોતિ પણ તે નિરાશ થઇ ગયો તેને હવે લાગવા માંડયું કે તેનો પુત્ર મૃત્યુની નજીક જતો જાય છે તેણે મોટી ઉમ્મરે લગ્ન કર્યાં હતા. પત્નિના મરણ પછી આ પુત્ર તેની વૃધ્ધાવસ્થાનો આરામ હતો. એ અમીર આવી દશામાં ગભરાઇ ગયો. આર્થરના મરણ પછી તેની સંપત્તિનો વારસ કલેરંડન થાય તેમ હતું. આ કારણે તેણે મી. કલેરંડનનો આદર સત્કાર કર્યો. મી. કલેરંડન પોતાના પિત્રાઇની કરૂણ દશા જોઇ દિલગીર થયો. લોર્ડ માર્ચમોંટને મી. કલેરંડન સાથના આગલા વર્તન માટે લજ્જા ઉપજી. હવે એ ગેરવર્તનનો બદલો પાળવા માટે તેણે મી૰ કલેરંડનને એક હજાર પાઉંડનું સાલીયાણું આપવાનું વચન આપ્યું અને મી. કલેરંડન ભવિષ્યમાં ઉમરાવપદનાં સ્વપ્નાં જોતો ઘેર આવ્યો. પિતાને મ્હોડે ઉપલી વાત સાંભળી ઓકટેવિયા અને પોલિનને હર્ષ ને શોકની મીશ્રીત લાગણી થઇ. ઘણા વર્ષોની ગરીબી પછી પોતાની આર્થીક દશામાં પલટો થવાથી બંન્નેને આનંદ થયો હતો પણ આર્થર કઠન ઉગતી જુવાનીમાંજ મોતના પંઝામાં ફસી પડયો હતો તેથી ઉભયને વિષાદની લાગણી થઇ. બન્નેએ લોર્ડ માર્ચમોંટ યા તેના પુત્ર આર્થરને કદિ જોયા ન્હોતા ફકત નામ સાંભળ્યા હતા. એજ અભિમાની ઉમરાવ ઘમંડથી તેમના પિતાને આટલા લ્હાડા કષ્ટ વેઠવા પડયા હતા છતાં બન્ને બાળાઓના ઉન્નત હૃદય એ અમીરની બદનસીબી સાંભળી કકળી ઉઠયા.

"હવે કોઇ સારા લત્તામાં વસી આપણે અમીર ઉમરાવ સાથે પીછાન વધારીશું." મી. કલેરંડને બદલાયલી સ્થિતિને અનુકુળ થવાની

ઇચ્છા પ્રગટ કરી. બંન્ને બહેનો એ સાંભળી આનંદ પામી. બંન્ને મોટા માણસોને પરણવાની આશામાં હતી. હવે તેમનો પોતાનો દરજ્જો પણ વધી જશે એમ ધારી બંન્ને મલકાઇ ગઇ. થોડીવાર પછી બંન્ને બહેનો મિસીસ સ્મિથ અને કુંવારી અવસ્થામાં પુત્રને જન્મ આપનાર પેલી ભેદી મિસીસ મોરડોંટની રહસ્યમય કથા અથથી ઇતિ સુધી પિતાને કહી દીધી. રસ્તા પર ગાડીને થયેલો અકસ્માત, ગાડીમાની બંન્ને સ્ત્રીઓને "પેરેડાઇઝ વીલા" માં મળેલો આશ્રય, મીસીસ મોરડાંટને તે રાતે થયેલો પુત્ર પ્રસવ, એ દુધમલ બાળકની ડોકટર થર્સ્ટનને થયલી સોંપણુ, મીસીસ સ્મિથે આ બંન્ને બાળાઓને આ ભેદી વાત છુપી રાખવાને આપેલું ઇનામ વિ. સર્વ બીના મી. કલેરંડનને કહેવામાં આવી.

---

મી. કલેરંડન આ અદભુત કીસ્સો લક્ષપુર્વક સાંભળી રહયો. તેણે પોતાની પુત્રીઓની ખાનદાની માટે તેમની પ્રશંશા કરી. મીસીસ સ્મિથના ઇનામનો સ્વિકાર તેને ન ગમ્યો. પણ એ વિષે તેણે કંઇ કહ્યુ નહિ. પોતાની પલટાયેલી દશાથી આનંદમગ્ન થઇ ગયો હતો. આવા હર્ષના સમયમાં આવી નજીવી વાત પર ધ્યાન આપવાની નવરાશ ન્હોતી. મી. કલેરંડનને બંને બહેનોની પેઠે એવીજ કલ્પના કરી કે મીસીસ સ્મિથ અને મીસીસ મોરડોંટ કોઇ મોટા અમીર કુટુંબની સ્ત્રીઓ હશે અને પોતાનું કલંક છુપાવવા જતાં અકસ્માતથી અત્રે રહેવાની તેમને ફરજ પડી હશે! ડોકટર થર્સ્ટનને દશ હજાર પાઉંડ લાંચ આપવાની વાત પોલીન અને ઓકટેવીઆથી ગુપ્ત રહેલી હોવાથી મી. કલેરંડન પણ એ વાત જાણી શકયો નહિ.

બંન્ને બહેનોએ હાર્લી યા લોર્ડ ફ્લોરેમબના નામનો ઉચ્ચાર સરખો કર્યો ન્હોતો. પણ પ્રેમના પ્રથમ ઉચ્છવાસથી ઉન્મત્ત બનેલી બાળાઓ એમ કરે એમાં કાંઇ નવાઇ છે?

પ્રિય-વાંચનાર, આ અદભુત નવરસ ભરી વારતા અધુરી છોડવી હવે તમને ગમશે ખરી? હજુ તારે અનેક ભેદોના ભરમ જાણવાના છે અને નવા નવા ભેદો હજુ આવતાજ રહેશે.

આ વારતાની શરૂઆતમાંજ મિસ પોલિન અને મિસ ઓકટેવીઆના ઘરમાં છુપી રીતે પુત્રને જન્મ આપી ચાલી જનાર ભેદી યુવતિ મિસીસ મોરડંટ અને મિસીર સ્મિથ કોણ હતી તેની કલ્પના આવી શકશે ખરી ? મી. હાર્લી પેલી ગર્ભવંતી યુવતિને જોતાંજ શા માટે નાસી ગયો હતો ? પેલે પેલા બુઢા કંજુસની દોલત અને તેની દીકરી જુલીયાની માલીકી મેળવી પણ ત્રીજા જ્યોર્જના છુપા લગ્નના અજબ ભેદવાળી પેલી લગ્નની સર્ટીફીકેટનો સો ઘોટાળો છે ? પ્રિન્સનો અજબ મિત્ર ટીમ મિગલ્સ અને તેની નખરાંબાજ માશુક લીટીશીઆ લીડ શી શેતરંજ ખેલી રહી છે ? મિસીસ બેસ પોલમાલ સ્ટ્રીટની પ્રખ્યાત દલાલણ મિસ વોલ્ટર્સને કાળા કામ કરનારી મિસીસ લીંડસેને ત્યાં મુકી આવી છે તેનું શું થયું ? વળી એજ ભયંકર સુતીકાગારમાં બીજી એક મોટા ઘરની ગર્ભવંતી રમણી પડી છે ને જેનો ભેદ મિસીસ લીંડસે અત્યંત સાવચેતીથી સાચવી રહી છે તે વળી કોણ છે ? આ બધા પ્રશ્નોના જવાબ મેળવવાને કોણ આતુર નહિ હોય ?

# પ્રકરણ ૨૫ મું.

## બાળ હત્યા.

રાતનો વખત હતો. ગર્ભવતી મિસ વોલ્ટર્સને મીસીસ બૉડલીને ત્યાં આવ્યાને આજે બે દિવસ થયા હતા. એ હતભાગી યુવતી એક ખોલીમાં એકલી બેઠી હતી. બ્હાર ભયંકર વંટોળીઓ ઉત્પાત મચાવી રહ્યો હતો વાયુના સપાટાથી ટેમ્સ નદી નાચી રહી હતી. કોઇ કોઇ પળે પવન એવું ભયંકર રૂપ ધારણ કરતો કે જાણે ટેમ્સ નદીનો પુલ મુળમાંથી ઉખેડી નાખશે એવો ભય લાગતો સઘળા રસ્તા પરનો કચરો સાફ કરવાની આજે પવનદેવને આજ્ઞા થઇ હોયની એવો ભાસ થતો હતો કોઇ પળે વાયુ શાંત થઇ જતો પણ બીજીજ પળે બીષણ થઇ જતો. જાણે પ્રલયનો સમય નજીક આવ્યો હોયની એવો આજનો પ્રસંગ હતો.

કેરોલાઇનની ખોલી મકાનના પાછલા ભાગમાં હતી. ત્યાંથી ટેમ્સ નદી નજરે પડતી હતી. ભરતી વખતે પણ નદીના પાણી રસ્તાની સપાટીથી ઉંચે ચઢતા ન્હોતા કેરોલાઇનના રૂમની બારી પાણીથી બહુ ઉંચે હતી નદીમાં ભરતી આવી હતી વચમાં વચમાં વંટોળીઆનું તોફાન નરમ પડતાં નદીના મોજાં મકાનની દીવાલ સાથે અથડાવાનો અવાજ કેરોલાઇનના કાનપર પડતો હતો. એ અવાજમાં કોઇ ડુબતા માણુસનો કરૂણ વિલાપ મળી ગયો હોય એવો ભાસ થતો ને તેથી કેરોલાઇનનું હૈયું દ્રવી જતું હતું. બારી નીચે અગાધ જલ હતું. તેમાં કુદી પડી સઘળી મનોયાતનાનો અંત લાવવાનું કદિ કદિ કેરોલાઇનને મન થઇ જતું પણ જુવાનીના ખીલતા બ્હારમાં જાન દેવાની તેનામાં હિમ્મત ન્હોતી. તે અત્યંત દુઃખી હતી, ભુતકાળના સુંદર સ્મરણો અને વર્તમાનની ભયંકરતા જરા જરા વારમાં તેના હૃદયમાં વિધ વિધ વિચારો પેદા કરતા હતા. તેના માતપિતા આ સંસારને ક્યારના તજી ગયાં હતા. બાળા અનાથ હતી. સ્નેહાળ માતાના સ્મરણથી આજે તે વ્યાકુળ થઇ જતી હતી. તેના મૃત માતપિતા મિસીસ બ્રેસને તેની સોંપણ કરી ગયા હતા તેથી તે બ્રેસને પોતાની સમજતી

હતી. પણ અફસોસ ! એ બદમાસ હલ્લાને લીધે એના જીવનની કેવી ભયંકર બરબાદી થઇ ગઇ ? ઉપર ઉપરથી પ્રેમ બતાવી એણે આ ભોળી યુવતીનું જીવનધન નષ્ટ કરી નાખ્યું હતું. તેજ એને કુમાર્ગે લઇ ગઇ હતી. સરલ હૃદયા કેરોલાઇન જાણતી ન્હોતી કે પ્રેમોન્મત થઇ તેણે જેને દીલ દઇ દીધું હતું, જેને જોઇ તેના પ્રેમમય નેત્રોમાં સ્વર્ગીય પ્રભા ચમકી ઉઠતી હતી તેજ નરાધમ તેનો છળ કરી તેની આવી ભયાનક દશા કરશે ! તે જેને પ્રેમ માનતી હતી તે પ્રેમ ન્હોતો પણ ભયંકર વાસનાનો અગ્નિ હતો તેના આશકની વાસના તૃપ્ત થઇ ગયા પછી પ્રથમના જેવો પ્રબલ અનુરાગ કેરોલાઇને ન જોયો પણ કેરોલાઇન એટલી વારમાં ભ્રષ્ટ થઇ ચુકી હતી. તે થોડાક દિવસ મૌન રહી. જ્યારે તે ગર્ભવતી થઇ ત્યારે તેને પુનઃ આશા ઉપજી. તેનો પ્રેમી તેની સાથે લગ્ન કરી પોતાના બાળકનો સ્વીકાર કરશે એમ યુવતી માનવા લાગી પણ એ સર્વ આશાના મિનારા તુટી ગયા તેના પ્રેમીએ તેને કંઇ કડવા શબ્દો ન કહ્યા એ વાત ખરી છે; પણ તે પોતાના વચન પાળવા માગતોજ ન્હોતો. અંતે કેરોલાઇન સમજી ગઇ કે તેના આશકે તેનું જીગર તોડવા માટેજ જુઠા વચનો આપ્યાં હતાં, હતાશ થઇ તે મિસીસ લીંડલીને ત્યાં આવી કોઇ કોઇવાર બારીમાંથી કુદી પડી ટેમ્સ નદીના અગાધ જલમાં ચીરકાલ માટે સમાઇ જવાની તેને ઇચ્છા થતી તેની પ્રેમ તૃષ્ણા છીપી ગઇ હતી. હવે તે પોતાના પ્રિયતમ માટે જીવવા માગતી ન્હોતી. તેનાં નેત્રો તેને જોવાને તલસતા ન્હોતા તેના સ્મરણથી તેની છાતી હર્ષથી ફુલતી ન્હોતી. છતાં આપઘાત કરી પ્રાણ વિસર્જન કરવાના વિચારને તેણે ધુત્કારી કાઢયો. તે જાતે સ્પેનીઆર્ડ હતી. સ્પેનીશ રમણીઓ દીવાનો પ્રેમ કરી શકે છે પણ જ્યારે તેમની સાથે દગો થાય છે. ત્યારે તેમનો પ્રેમ ભયંકર વેરમાં ફેરવાઇ જાય છે. કેરોલાઇન હવે વેર લેવાને તત્પર થઇ હતી અને તેટલા માટેજ તે જીવવા માગતી હતી તેના પ્રેમીએ કોઇ બીજી રમણીપર આસકત થઇ તેનો ત્યાગ કર્યો હતો એવી તેની કલ્પના હતી. એ વિચાર આવતાંજ તેના જીગરમાં ભયંકર વૈરાગ્નિ ભડકી ઉઠતો. એકાંતમાં બેસી આવા વિચાર કરતાં તે ફરી ગઇ પુનઃ બ્હાર આંધીનુ જોર વધી ગયું, નદી તોફાને

ચઢી. તે ગભરાઈને ઉભી થઇ. તેના દીલને બે દારૂણ ચિંતા કોરી ખાતી હતી તે દુર કરવા માટે બીજી કોઇ વાતમાં મન પરોવવાની તેને જરૂર જણાઇ બીછાના પર પડે તો નિંદ્રા આવે તેમ ન્હોતું. આ નાની ખોલીમાં એકલા બેસી રહેવું તેને માટે અસહ્ય થઇ પડયું હતું. શું કરવું? દાઇના મકાનમાં બીજી સ્ત્રીઓ પણ પોતાનું કલંક છુપાવવા આવી હતી. તેમને પોતાના પતનનો શોક ન્હોતો તેથી તેઓ કેરોલાઇનને શાંત કરવાની કોશેષ કરી શકતી. એ સ્ત્રીઓમાંની કોઇની ખોલીમાં જઇ બે ઘડી વાતચીત કરી દીલ બ્હેલાવવાના હેતુથી તે ખોલીમાંથી બહાર નીકળી. બ્હાર નીકળતાં ત્રણ ચાર ખોલી બંધ જણાઇ કોના બારણા ઉઘાડવા તેના વીચારમાં તે બે પલ ઉભી રહી. અંતે તેણે પોતાની ખોલીની સામેની ઓરડીના દ્વાર ખખડાવ્યા પણ કંઇ જવાબ ન મળ્યો—દ્વાર પણ ન ખુલ્યાં. આખા ઘરમાં ઘોર નિશ્ચતા છવાઇ ગઇ હતી. બહાર પ્રચંડ આંધીનું તોફાન હતું. તે ડરી ગઇ. તેણે ધીમેથી દરવાજે ઠેલ્યો—દ્વાર ખુલી ગયાં. ખોલી જોતાંજ તે સમજી ગઈ કે તેમાં કોઇ રહેતું નથી છતાં અંદર ગઇ. જરીપુરાણી ચીજો રાખવાની એ ખોલી હતી. આઠે પહોર બંધ રહેવાથી તેમાંથી દુર્ગંધ આવી રહી હતી. દીવાલો પર અનેક જાતની જડીબુટી લટકતી હતી, તેમાંથી કેટલીક ઝેરી પણ હતી. આ જડીબુટીથી દાયા ગર્ભપાત કરાવતી હતી. પણ કેરોલાઇનને તેની ખબર ન્હોતી.

હવે તેની નજર બીજી તરફ ગઇ. તરતજ તેના રૂંઆ ખડા થઇ ગયા, તેણે જોયું કે એક અભરાઇ પર કાચની કેટલીક બરણીયો હતી. તેમાં સ્પીરીટ ભર્યો હતો. અને તેમાં નાના નાના બાળકોની લાશો રાખી હતી. કંપતી કંપતી તે બે ચાર ડગ નજીક ગઇ, આ આખો દેખાવ અત્યંત ભયાનક અને અકુદરતી હતો. તે જોઇ તેના દીલમાં પ્રચંડ ધિક્કાર પેદા થયો. એ બચ્ચાં જન્મતાંજ મરી ગયાં હતાં યા મુવેલા જનમ્યા હતાં. સંભવ છે કે કોઇને ઝેર દઇને યા ગળું દબાવીને પણ મારી નાખવામાં આવ્યા હોય! પણ કેરોલાઇન હમણાં એવા વિચાર કરતી ન્હોતી. તે એકીટસે આ ભયંકર દ્રશ્ય જોઇ રહી હતી. કોઇ લાશને હાથ ન્હોતો, કોઇને પગ ન્હોતો, કોઇ

બરણીમાં ખાલી લોચોજ હતો. એકમાં બે બચ્ચાં એક સાથે જોડાએલાં હતાં તેમાં માથું એક હતુ પણ હાથ ને પગ ચાર ચાર હતા. કેરોલાઇનનું કલેજું કંપી ગયું ટેબલ પર ફાનસ મુકી દીવાલને અઢેલી તે ઉભી હતી. થોડી પલ પછી તેની નજર એક કાળા કબાટપર પડી પ્રથમ તે એને કોફીન મુરદા રાખવાની પેટી સમજી. કૌતુહલવશ થઇ તે નજીક ગઇ આ કબાટ કોફીન જેવું ન્હોતું. તેનું બારણું બંધ હતું, કેરોલાઇને ધીમે ધીમે દ્વાર ખોલ્યું. ખોલતાંજ તેના રોમાંચ ખડા થઇ ગયા. કબાટમાં કોઇ મનુષ્યનું હાડપિંજર ઉભું હતું. હાડપિંજરનું માથું કબાટની ઉપર બાંધી લેવામાં આવ્યું હતું. હાથની આંગળીઓ વાંકી થઇ પગની નીચે સુધી લળી પડી હતી. એ ભયંકર હાડપિંજરના મુખપર વિકટ હાસ્ય હતું અને તે જાણે આંખો ફાડીને કેરોલાઇનને તાકી રહ્યું હોયની એવો ભાસ થતો હતો. કાષ્ટની પુતળી જેવી તે આ હાડપિંજર જોઇ રહી એટલામાં પવનના ભયંકર સપાટાથી મકાન હાલી ગયું. બારીઓ બંધ હોવા છતાં ઠંડી હવા અંદર ઘુસી આવી દીવાલપરની જડીબુટ્ટીઓ એક બીજા સાથે અથડાઇ અને હાડપિંજરના હાડકા અવાજ કરવા લાગ્યાં ભયની મારી કેરોલાઇન એક ખુરશીપર બેસી ગઇ. તેને એવો ભાસ થયો કે તેની ચારે તરફ ભયંકર ભુતો નાચી રહ્યા છે. તે બેશુધ્ધ થવાની અણીપર હતી એવામાં ઘંટનો અવાજ સંભળાયો તેનો ડર ઉડી ગયો. તેની ખાત્રી થઇ કે મકાનમાં કોઇ જાગે છે જો જરૂર પડશે તો બુમ મારી કોઇની મદદ મેળવી શકાશે આવો ખ્યાલ આવતાં તેને હિમ્મત આવી તે ખુરશીપરથી ઉઠી. હાડપિંજરવાળું કબાટ બંધ કર્યું આ પળે ફરીથી ઘંટ વાગ્યો. કેરોલાઇન તરત તે ભયંકર ખોલીમાંથી બ્હાર નીકળી પોતાની ખોલીમાં ચાલી ગઇ.

ખોલીમાં જઇ, ધીમેથી દ્વાર બંધ કરી ટેબલપર બતી મુકી તે ખાટલાપર બેસી ગઇ અને કાન માંડીને સાંભળવા લાગી, તેની પાસેની ખોલીમાંથીજ ઘંટ વાગવાનો અવાજ આવ્યો હતો. હમણાં મીસીસ વીંડલી આવશે કદાચ બારણાની ફાટમાંથી બતી જોઇ જશે એવા ભયથી તેણે બતી બુઝાવી નાખી પછી ધીમે પગલે બારણાં

આગળ જઇ કાન માંડી ઉભી રહી.

એજ વખતે દાદરપર પગલાંનો અવાજ સંભળાયો. મીસીસ લીંડલી ઉપર આવે છે એમ કેરોલાઇન સમજી ગઇ. તરતજ મિસીસ લીંડલી બાજુની ખોલીમાં દાખલ થઇ.

એ ખોલીમાં એક મોટા ઘરની કન્યા રહેતી હતી. તેનો ભેદ કોઇને પણ ન માલુમ પડે એવી ગોઠવણ કરવાની આ કુટ્ટનીકાગારની માલીકણને સખત આજ્ઞા થઇ હતી. હવાનું જોર જરા નરમ પડયું. કોઇ કોઇવાર પવનના સપાટા આવી જતા હતા. કેરોલાઇનને બાજુની ખોલીમાંથી એક સ્ત્રીની ચીસ સંભળાઇ તે સમજી ગઇ કે પેલી કુળવાન અને ભોળી સ્ત્રીનો પ્રસવકાળ આવી પહોંચ્યો છે. અત્યંત ભય અને અસીમ દયાથી કેરોલાઇન અશાંત થઇ ગઇ. પોતાનું કલંક છુપાવવા કેટલી કુલાંગના આ મકાનમાં આવતી હશે. કેટલા કોમલ બાળકોના અહિં ખુન થતા હશે એ વિચારથી કેરોલાઇન મીસીસ લીંડલીના પાપી રોજગારને અત્યંત ધિક્કારવા લાગી.

લગભગ અરધો કલાક સુધી બાજુની ખોલીમાંથી કોઇ સ્ત્રીની દર્દભરી ચીસો સંભળાતી રહી. કેરોલાઇન ચુપચુપ દ્વાર આગળ ઉભી હતી. તેની જીજ્ઞાસા વધી ગઇ અંતે તેનું મગજ ગરમ થઇ ગયું આવી ભયંકર શરદીમાં પણ તેને આ ખોલી ભઠ્ઠી જેવી ગરમ લાગી બહારના હવા વિના તે મુંઝાઇ જશે એમ લાગવાથી ધીમેથી તેણે બારી ખોલી નાખી હવા અત્યંત ઠંડી હતી. પણ તેને તે વસંતની સમીર લહરી જેવી જણાઇ.

ઘોર અંધકાર છાઇ ગયો હતો. આકાશમાં એક પણ તારો નજરે પડતો ન્હોતો. રાત એટલી અંધારી રાત હતી કે ટેમ્સ નદીનું પાણી પણ જણાતું ન્હોતું. મોજાનાં અવાજથી નદીની હસ્તી માલુમ પડતી હતી. પૃથ્વી અને આકાશ સઘળે અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું.

બારી આગળ ઉભી રહી તે તપેલા મગજને શાંત કરવા લાગી. એજ પળે બાજુની ખોલીની બારી ધીમેથી ખુલી ગઇ કેરોલાઇન

સમજી ગઇ પેલી મોટા ઘરની સ્રીનીજ ખોલીની બારી ઉઘડી છે. તે શ્વાસ રોકી સ્થીર ઉભી રહી. તરતના જન્મેલાં બાળકના રોવાનો અવાજ તેના કાને સંભળાયો બીજી પળે પાણીમાં ધબાકો થયો ને બારી બંધ થઇ ગઇ. કાળો નાગ કેરોલાઇનના ગળામાં લપટી જાત તો તેને જેટલું દુઃખ ન થાત તેટલું દુઃખ આ બાળહત્યા જોઇ તેને થયું. તે સમજી ગઇ કે બાળકનો જન્મ થતાંજ તેની માની નજર સામે તેનું ખુન કરવામાં આવ્યું હતું. આ બીગ હર્ષણ ઘટનાનો વિચાર કરતાં તેના મનની વેદના અત્યંત વધી ગઇ બારી બંધ કરી લથડતે પગે તે ખાટપર જઇ બેઠી અને પરમાત્માની પ્રાર્થના કરવા લાગી પણ આવી વખતે શાંત પ્રાર્થના પણ તે ન કરી શકી. અંતે લાચાર થઇ તે સુઇ ગઇ ગભરાટ અને અશાંતિને લીધે પડતાં વાર તે ઉંઘી ગઇ પણ એ નીદ્રા સુખદ ન્હોતી સ્વપ્નામાં તે એવાંજ ભયાનક દૃશ્યો જોવા લાગી જે દંભી પ્રેમની પ્રતિજ્ઞા કરી તેનું સત્યાનાશ વાળી ગયો હતો અને જે પિશાચનીએ હમણાં પોતાના કુમળાં ફુલનો નાશ કર્યો હતો તેમનાપર ભયંકર વેર લેવાના તે સ્વપ્નામાં કસમ ખાવા લાગી.

# પ્રકરણ ૨૬ મું.

## કરજદાર રાજકુમાર.

પેલી બદમાશ દાયાના ઘરમાં જે સમયે એક નિર્દોષ બાળકનું ખુન થયું એજ સમયે ઇંગ્લાંડના યુવરાજના "કાર્લટન મેન્શન" માં કંઇ ઔર બનાવ બનતો હતો. રાતે દશ વાગે ભોજન લઇ પ્રિન્સ શયનગૃહમાં ગયો. તેનો ખાનગી હજુરીઓ જરમીન તેની તહેનાતમાં ખડો હતો. પ્રિન્સે ઓરડામાં જતા વાર ટેબલપર નજર કરી ત્યાં તેને જોઇતી બધી વસ્તુઓ મોજુદ હોવાથી તેણે કહ્યું. "જા, જરમીન બાર વાગે સપર લઇ આવજે."

જરમીન ચાલ્યો ગયો. પ્રિન્સ આગલા દ્વાર બંધ કરી ચોર દરવાજો ખોલી નાખ્યો. ટેબલપર અનેક જાતના સ્વાદિષ્ટ શરાબો, મીષ્ટ ફળો અને સુગંધીદાર પુષ્પો શોભી રહ્યાં હતાં. પ્રિન્સે એક બાટલીમાંથી એક ગ્લાસ "કલેરેટ" પીધો અને પછી આરામ ખુરશી પર પડી કંઇ ગાવા લાગ્યો.

થોડીવારમાં ગુપ્તદ્વારના દાદરપર પગલાંનો અવાજ સંભળાયો. ક્ષણ વારમાં લીટીશીયા સાથે મીગલ્સ અંદર દાખલ થયો લીટીશીયા આ વખતે પણ અગાઉની પેઠે પુરૂષવેષમાં આવી હતી પણ આજે તેનું વદન જરા વધુ સુંદર લાગતું હતું. પ્રિન્સ રમણીઓનો ગુલામ હતો એ વાત વાંચક સારી પેઠે જાણે છે પણ કોણ જાણે કેમ આજે લીટીશીયાને જોતાં તેનો ચહેરો ઉતરી ગયો. તેણે મીગલ્સ તરફ અભાવ સુચક નેત્રે જોયું. ટીમ મીગલ્સ તેનો મનોભાવ સમજી ગયો અને પ્રિન્સની સમીપ જઇ ધીમે સ્વરે બોલ્યોઃ "જે કામ માટે તમે મને બોલાવ્યો તેમાં લીટીશીયા ઘણી ઉપયોગી થઇ પડે એમ છે"

"એમ!" પુનઃ પ્રિન્સ ગેલમાં આવી ગયો. રાજા, વાજા, ને વાંદરા નચાવે એમ નાચે એમ કહેવાય છે તે ખોટું છે?

બેડી લીટીશીયા હેટ અને ઓવરકોટ એક બાજુ મુકી ખુરશીપર

બેસી ગઈ અને વાળ સમારતી સમારતી બોલી: "રાંડ હવા મારા વાળ વીખેરી નાખે છે. હવે એમ થશે તો બધા વાળ કપાવી નાખીશ."

"એમ કરશે તો તારી સુંદરતાપર પાણી ફરી વળશે" પ્રિન્સ સસ્મિત બોલ્યો.

"બરાબર છે. મારો પણ એવોજ મત 'છે." મીગલ્સ વચ્ચે પુરાયો.

લીટીશીયા હસી. તેની સુંદર દંત પંક્તીત તેના જરા મોટા મ્હોંનો દોષ ઢાંકી દેતી હતી. તે બોલી; "ટીમ! તું ચુપ મરી રહે!...પ્રિન્સ! જો તમારી રજા હોય તો હું મારી દવા હું જ કરી લઉં. આજે અત્યંત ઠંડી પડે છે. એક ગ્લાસ શરાબ લઉં?"

વ્હાલી આતો મોજ મજાહનું સ્થાન છે. અહિંયા દુનિયવી વિવેકની જરૂર નથી. ખુશીથી મનપસંદ શરાબ પી લે. તારી પ્યાલી હું ભરી આપવાનો નથી."

"એમ કરવાની કંઇ જરૂર પણ નથી. એ પોતે પોતાની પ્યાલી ભરી લેશે." ટીમ બોલ્યો ને તેને બદલામાં લીટીશીઆએ ગાલપર ચુંટી ખણી.

"સર જોન્સ સાથે પણ આમજ કરે છે કે?" હસતા હસતાં પ્રિન્સે કહ્યું.

એ બુદ્દો તો મારો ગુલામ છે હું મારી મરજીની મુખત્યાર છું એ કદિ મારી મરજીની આડે આવતો નથી."

"ને આવે તો તને તેની ક્યાં દરકાર છે!" મીગલ્સે ટીકા કરી.

"વાત સાચી છે. પણ એ બીચારો ભલો માણસ છે હું પાઉં તેટલું પાણી પીએ છે એટલે અમારો સંસારરથ નિવિઘ્ને ચાલ્યો જાય છે."

"વારુ. ટીમ! હવે ધંધાની વાત કર ફક્ત બે કલાક બાકી છે. સપર બાર વાગે આવશે."

"બોલો, બહુ અગત્યનું કામ છે?" ટીમે પુછ્યું.

"જો કાલે તારાંપર ચીઠી લખી ત્યારે મને લાગ્યું હતું કે એકાદ દિવસનો વિલંબ ચાલી જશે પણ હમણાં તેમ લાગતું નથી. તુર્તાતુર્ત પૈસાનો બંદોબસ્ત થવો જોઇએ" પ્રિન્સ બોલ્યો.

"જરા સ્પષ્ટ વાત કરોને!"

"કેમ તું ભુલી ગયો? પેલો કમબખ્ત ફોસ્ટર! ત્રણ વરસ પહેલાં એણે મને પંદર હજાર પાઉંડ ધીર્યા હતા."

"શું? હજુ તેનું કરજ બાકી છે? ગયે વર્ષે મેં એ માટે તમને પૈસા આણી આપ્યા હતા અને એ બિચારો સેંકડે ૨૫ પાઉંડ વ્યાજ છોડી દેવા તઇયાર થયો હતો—" ટીમ વચ્ચે બોલ્યો.

"હા. પણ એ રકમ મેં બીજા કામમાં વાપરી નાખી હતી."

"તમે એમ મનગમતા ઉડાઉ ખર્ચો કરો પછી હું વારંવાર પૈસા ક્યાંથી લાવી આપું?" ટીમના અવાજમાં નારાજીની છટા આવી: "એટલા બધા પૈસા ક્યાં ખરચી નાખ્યા?"

"મારો હિસાબ માગવાની તને સત્તા નથી. જો મારૂં કામ કરતાં તને મુસીબત પડતી—"

"મુસીબત જહન્નમમાં જાય! પણ તમે કોઇ કોઇવાર એવો આટો બાંધો છો કે મારે નીચું જોવું પડે છે. ધારો કે મને અચાનક ફોસ્ટર સાથે મેળાપ થઇ જાય ને તેના પૈસા અપાઇ ગયલા માની હું બીજાજથી વાત કરૂં તો મારી હાલત કેવી થાય?"

"પ્રિન્સ! તમે એની વાતપર ધ્યાન ન આપો. એ પોતાને બહુ હુશિયાર સમજે છે તેથી રખેને કોઇ એને મુર્ખ માની લે એ વાતથી એ બહુ ડરે છે." લોટીશીયા હસીને વચ્ચે બોલી.

"શાબાશ! તેં મારો પક્ષ લીધો ખરો!—" પ્રિન્સ ખુશી થઇ બોલ્યો:

"ટીમ ! એ બધી વાત જવા દે. હવે આ બલામાંથી કેમ છુટવું તેનો રસ્તો બતાવ."

"એની શી ચિંતા છે ? સૌ ઠીક થઇ રહેશે. બોલો, મામલો શો છે ?" ટીમ બીજાજ ઠેકાણે લાવી બોલ્યો.

"એ કમનસીબ ફોસ્ટરની તીજોરી કાણી થઇ ગઇ છે." પ્રિન્સ હસ્યો: "જો કાલે ત્રણ વાગા સુધીમાં ચૌદ પંદર હજાર પાઉંડ ન અપાય તો એનું દીવાળું નીકળી જશે. ત્રણ વર્ષ પહેલાં જે હોટલમાં તેણે મને પંદર હજાર પાઉંડ આપ્યા હતા તેજ હોટલમાં રાતે મળવાનો મેં એને તે દિવસે વાયદો કર્યો હતો. તે વખતે હોટલમાં સોદાગરોનો શફ્ડો ફાટયો હતો. મને હોટલવાળાએ તરત ઓળખી લીધો. મેં ખાસ રૂમની માગણી કરી પણ બધે બદમાસ સોદાગરો અડ્ડો જમાવી બેઠા. લાચારીથી મારે એક જાહેર ઓરડામાં બેસવું પડયું. હું ફોસ્ટરની રાહ જોતો ધીમે ધીમે શરાબ પી રહયો હતો તે વખતે એક બદમાસ મને ટીકી ટીકીને જોઇ રહયો હતો. એ બુધ્ધુત માણસ મારી પાસે આવીને બોલ્યો કે તે મને ઓળખી ગયો છે મેં તેની સાથે વાત કરવાની ના પાડી પણ એ બારે ગાંઠ પુરો હતો. મને બહુ ગુસ્સો ચઢયો. ઘડીઆળમાં જોતાં જણાયું કે ફોસ્ટરના આવવાનો વખત થઇ ગયો છે એટલે હું હોટલમાંથી બહાર નીકળ્યો. બહાર નીકળતાં મને લાગ્યું કે એ મારવાડી સાથે સલાહ કરવાની જરૂર છે; નહિ તો એ મને ફસાવી દેશે. આવા વિચારથી એક ગાડી ભાડે કરી હું તેના ઘર તરફ જતો હતો પણ એજવર રોડ પર જતાં એક ગાડી મારી પાછળ પડેલી જણાઇ. એ પેલોજ બદમાસ હશે એવો શક જવાથી હું ઉતરી પડયો અને એક ગ્રહસ્થના ઘરમાં પેસી ગયો. પ્રિન્સે પોતાની રામ કહાણી કહી. વાંચનાર આ સમયે આ વારતાની શરૂઆતનો બનાવ યાદ કરી શકશે. જ્યોર્જ એન્ડ વુલ્ચર હોટલમાં પ્રિન્સને સર રીચર્ડ સ્ટેફર્ડ સમજીને પેજ તેની પાછળ પડયો હતો અને એજવર રોડ પર પ્રિન્સ મિસ ઓક્ટેવિયા અને પોલિનનો મહેમાન બન્યો હતો ને રાતની પ્રિન્સ વાત કરતો હતો.

"પછી ફોસ્ટર તમને નહિ મળ્યો ?"

"નહિ. તેણે પાછળથી મને ચીઠ્ઠી લખી જણાવ્યું કે તે હોટલમાં મોડો આવવાથી મને મળી શક્યો નહોતો એ માટે તેણે માફી માગી છે. હવે તે જણાવે છે કે જો કાલે ત્રણ વાગ્યા પહેલાં વુડ ઓટમાંની કોઇ પેઢી પર ૧૪ હજાર ને પાંચસો પાઉંડ જમા કરવામાં ન આવે તો તેનું સત્યાનાશ વળી જશે. માગલ્સ, હવે શું કરવું ? હું કસમથી કહું છું કે મારી પાસે પાંચ સાત હજાર પાઉંડ પણ નથી. મારૂં નામ ઘણું બદનામ થઇ ગયું છે, કરજના ડુંગર વધી ગયા છે. હું ભારી આફતમાં છું. જો ફોસ્ટર દીવાળું કાઢી એમ જાહેર કરી દે કે મારે લીધે તેની દશા કંગાળ થઇ ગઇ છે તો મારા નામ પર લોકો થુંકશે. ગમે તેમ કરી આનો ઉપાય કરવો જોઇએ."

"લીટીશીયા ! તારા મિત્ર કંઇ મદદ કરી શકશે ?—" ટીમે લીટીશીયા તરફ જોઇ કહ્યું: પછી તે પ્રિન્સને સંબોધી બોલ્યો: "પ્રિન્સ ! આ આપણી એમેલીને ફ્રાન્સના એક મારકિવસનું મન હરણ કર્યું છે..."

"જો મીગલ્સ ! કોઇના પર આવું કલંક લગાડવામાં સાર નથી. પ્રિન્સ ! વાત એમ છે કે મારકિવસ દે સેંટ ક્રોય મારા પતિ સર જોનના મિત્ર છે તેથી અમારે ત્યાં આવજાવ કરે છે. ફ્રાન્સમાં પ્રજાસતાક થવાથી જેટલા અમીરો દેહાંત દંડના ભયથી ઇંગ્લંડ નાસી આવ્યા છે તેમાંના એક છે."

"સત્યાનાશ જાય એ બળવાખોરોનું ! એ લોકોના સિધ્ધાંત અહિં પણ ચેપી રોગની પેઠે ફેલાતા જાય છે પણ તેમની માત્રા અહિં ચાલવાની નથી. અમારા સેનાપતિ એવા છે કે જો કોઇ વિદ્રોહનું નામ દેશે તો તોપને ગોળે ઉડાવી દેશે. ગમે તેમ હો. પણ પણ હવે રાજવંશનું તેજ ઝાંખું પડતું જાય છે." પ્રિન્સ આવેશમય સ્વરે બોલ્યો.

"નહિ. પ્રિન્સ! અહિયા રાજવંશ અને અમીરોની એટલી બધી છાપ પડે છે કે પ્રજા શું કે આં કરતી નથી." ટીમ બોલ્યો.
હું રાજસિંહાસન પર બેસું ને મારું રાજ્ય ચાલે ત્યાં સુધી ઇંગ્લંડનું રાજતંત્ર સલામત રહે તો બસ! પછી ગમે તે થાય તેની મને દરકાર નથી."

"હવે રાજતંત્રની ચર્ચા છોડી મુદ્દાની વાત પર આવો..." લીટીશીયા બોલી: "માર્કિવસ દે સેંટ ક્રોય પોતાની સાથે વીસ હજાર પાઉંડથી પણ વધુ રકમ લઇ આવ્યા છે. એ રકમ ક્યાં રોકવી તે વિષે તેમણે મારા પતિને પુછ્યું હતું અને તેમણે પોતાના વકીલની સલાહ લઇ જવાબ આપવાનું કહ્યું હતુ. પછી વાતમાં ને વાતમાં મેં એ વાત મીગલ્સને કરી—"

"ને મેં એને કહ્યું કે કદાચ પ્રિન્સને એ રકમની જરૂર પડશે. લીટીશીયાએ તરતજ મને કહ્યું કે એવી ગોઠવણ થઇ શકશે."

"જામીનગીરી શી આપવી પડશે?" પ્રિન્સે પુછ્યું.

"તમારી સહી પુરતી છે." ટીમ બોલ્યો.

"તમને નાણાં ધીરીને માર્કિવસ પોતાની જાતને ભાગ્યશાળી સમજશે. જે હજારો ફ્રેન્ચ અમીરો ઇંગ્લંડના રાજાના શરણે આવ્યા છે તેવાજ માર્કિવસ પણ છે. તમારી સેવા બજાવીને એ વધુ સલામત થઇ શકશે." લીટીશીયાએ કહ્યું.

"ઠીક પણ આ કામ ગુપચુપ કરવું જોઇશે. સર જોનને પણ ખબર ન પડવી જોઇએ. પૈસા ક્યારે મળી શકશે?"

"તમે કહો તો હું કાલે મારકિવસને અહિં લઇ આવું. દસ્તાવેજ તૈયાર રાખજો. ફક્ત સહી કરી નાણાં લેતાં કેટલી વાર લાગવાની હતી!"

"શાબાશ! વ્હાલી શાબાશ!–" પ્રિન્સ આનંદમાં આવી

બોલ્યો: "કાલે એક વાગે એને અહિં લઇ આવજે. ફોસ્ટરને ત્રણ વાગે પૈસા ચુકવવાના છે."

હવે આનંદની ધુમ ઉડી. શરાબની પ્યાલી ભરાઇ લીટીશીયા ફ્રાંસની સ્વાદિષ્ટ દ્રાક્ષનો દારૂ મોજથી ઉડાવવા લાગી. બાર વાગવા આવ્યા હતા એટલે પ્રિન્સે ટીમને આગલા દ્વાર ખોલી નાખવા કહ્યું સપર આવ્યું. ટેબલ પર ભોજન ગોઠવી નોકરો ચાલ્યા ગયા પછી જરમીને પ્રિન્સને કહ્યું. "નામદાર! એક કલાકથી એક ગૃહસ્થ તમને મળવાને માટે નીચે ખોટી થાય છે."

"તેનું નામ શું?"

"મિ૦ ફોસ્ટર!"

"પહેરેગીરોએ એને રોકયો નહિ?"

"રોકયો તો ખરો પણ એ તકરાર કરી અંદર ઘુસી આવ્યો. મેં એને દિવાનખાનામાં બેસાડી રાખ્યો છે."

"એણે દરવાનોને શું કહ્યું હતું?"

"જી કંઇ નહિ. ફક્ત એટલુંજ કહ્યું હતું કે એણે આપ નામદાર પર બે દિવસ પર જે ચીઠ્ઠી લખી હતી તેનો કાંતો જવાબ મળે યા પ્રિનસ સાથે મુલાકાત થાય..."

"ઠીક છે. તું જા..." જરમીન ગયો. પછી પ્રિન્સ બોલ્યો: "જોયું! સાળા મારવાડીઓ જરા ઢીલ થતાં કેવો જીવ ખાઇ જાય છે! લીટીશીયા! તેં ઠીક ઉપાય શોધી કાઢયો. કાલે એ બલામાંથી મુક્ત થઇ જઇશ. હમણાં હવે બેઘડી રંગરાગ ઉડાવો."



# પ્રકરણ ૨૭ મું.

## નિરાધાર શેઠ.

"જરા ઢીલ થઇ તો શું થઇ ગયું? હમણાં રંગરાગ ઉડાવો." પ્રિન્સનો આ સિધ્ધાંત હતો. તેના લેણદારોની દયાજનક દશાનું તેને ભાન ન્હોતું. તેને ધીરેલા પૈસા જો વખતસર ન મળે તો મી૦ ફોસ્ટરના આબરૂદાર જીવનનું સત્યાનાશ વળી જાય એમ હતું. પણ પ્રિન્સને એ સાહુકારની દયા ન્હોતી. જો તેનું દેવાળું નીકળે અને તે પોતાની કંગાળ હાલત કરનાર ઇંગ્લંડનો ભાવી ગાદીવારસ છે એમ પ્રગટ કરી દે તો પ્રિન્સની આબરૂપર પાણી ફરવાનો ભય હતો અને તેટલા માટેજ તેણે લીટીશીયાની યુકિતથી એક ફ્રેંચ ઉમરાવ પાસેથી નાણાં કઢાવવાની ગોઠવણ કરી હતી. પણ એક વાર પૈસા આવનાર છે એવી ખાત્રી થયા પછી તે પુનઃ પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે અયશ આરામ અને મોજ મજાહમાં ચકચુર થઇ શરાબની પ્યાલીપર પ્યાલી ઉડાવવા લાગ્યો.

બીજે દિવસ થયો પ્રિન્સને આપેલા વચન પ્રમાણે લેડી લીટીશીઆ આજે એક વાગે ફ્રેંચ ઉમરાવ સાથે પ્રિન્સને મળી હતી અને પંદર મિનિટમાં દસ્તાવેજપર સહી લઇ પ્રિન્સને ૧૫ હજાર પાઉંડ ગણી આપવામાં આવ્યા હતા. પૈસા આવતાંજ પ્રિન્સનું માથુ ફરી ગયું. તેણે બધાને શરાબની પ્યાલીઓ ઉડાવી મોજ કરવાની આજ્ઞા કરી. મીગલ્સ એ સાંભળી બોલ્યો:

"ફોસ્ટરને ત્રણ વાગે પૈસા આપવાના છે ને!"

"તેથી શું? પૈસા તો આવી ગયા છે. જરા ઢીલ થઇ તો શું થયું?" પ્રિન્સ બોલ્યો. મીગલ્સને લાચારીથી બેસવું પડયું, તે ફોસ્ટરને પૈસા આપવા ગયો ત્યારે ત્રણ વાગી ગયા હતા. પ્રથમ તે ફોસ્ટરની ઓફીસમાં ગયો પણ ત્યાંથી ખબર મળી કે આજે તે ઓફીસમાં આવ્યોજ ન્હોતો. મીગલ્સ તેને ઘેર જવા નીકળ્યો. ફોસ્ટર બેજવર રોડ પર મી૦ કંબેરલેંડના "પેરેડાઇઝ વિલાઝ" ની

થોડેક દુર રહેતો હતો. મીગલ્સ ત્યાં ગયો પણ અફસોસ! ત્યાં તેણે શું જોયું ?

વખતસર પૈસા ન મળવાથી આબરૂના ભયથી એ ભલા સાહુકારે માથામાં પીસ્તોલ મારી આપઘાત કર્યો હતો અને તેની પતિ પરાયણ પત્ની પોતાના ખાવિંદની આ કરૂણ હાલત જોઇ અચાનક છાતી ફાટી જવાથી તેના શબ પર ઢળી પડી સ્વર્ગે સીધાવી હતી. મી૦ ફોરસ્ટરની સોળ વર્ષની નાહાન, સુકુમાર બાળા રોઝ એકજ ગોળીના ધડાકા સાથે આજે નિરાધાર નબાપી અને નમાથી થઇ ગઇ હતી. પત્થરની છાતીને પણ પીગળાવી નાખે એવો આ કરૂણ બનાવ હતો. મીગલ્સ આ બીના જાણુતાંજ દ્રવી ગયો તેનું હૃદય ઉદાર અને દયાળુ હતું. મીગલ્સના આગમનની ખબર સાંભળી રોઝ ગંભીર દુઃખભર્યા વદને તેને મળવા દિવાનખાનામાં આવી ત્યારે તેને જોઇ મીગલ્સની આંખમાં આંસુ આવી ગયા.

"મિસ ફોસ્ટર!" તે ગદ્‌ગદ થઇ બોલ્યોઃ "હું તમારો ભાઇ યા મિત્ર હોત તો તમને દિલાસો દેતાં મને મુશ્કેલી ન નડત. કમનશીબે હું એક અજાણ્યો સખશ છું પણ હું પરમાત્માના કસમથી કહું છું કે તમારી દશા જોઇ મારૂં જીગર વીંધાઇ ગયું છે."

રોઝ કંઇ ન બોલી. તેની આંખમાંથી દડદડ આંસુની ધારા વહી રહી હતી.

'તમારા પિતા પ્રિન્સના લેણદાર હતા. એ પઇસા હું આપવા આવ્યો છું." થોડીવાર પછી મીગલ્સ બોલ્યો.

રોઝ ચુપજ રહી. પઇસાની વાત સાંભળતાં તેને અત્યંત દુઃખ થયું જો પ્રિન્સે એક કલાક પહેલાં પઇસા મોકલ્યા હોત તો તેના વ્હાલાં માત પિતાનું મૃત્યુ ન થાત!

"સાહેબ! મારા પિતાના મરણ પછી તેમના નામની બદનામી થાય તે હું ઇચ્છતી નથી કૃપા કરી મને એ રકમ આપી દો. હું મારા પિતાનું કરજ ચુકવી દઇશ." રોઝ ગંભીર સ્વરે બોલી,

"તમે મી૦ ફોરસ્ટરના માગનારનું નામ જાણો છો ?"

"હા. હડસન એન્ડ મોરલીની કંપની ! તેમની ઓફીસ વુડ સ્ટ્રીટમાં છે."

તેમનું કરજ હું ચુકવી આપીશ તમારા પિતાના શબપર જુરી ભરાય ત્યારે પણ તેમના મોતનું ખરું કારણ બ્હાર આવવાથી તેમની બદનામી થવાનો સંભવ છે પાદરીઓ અને કોરોનર કંઇ ગડબડ નહિ કરે તેનો બંદોબસ્ત હું કરીશ. તમારા નોકર ચાકરો વિશ્વાસ પાત્ર છે ને ?"

"જી. હા" રોઝ બોલી. ટીમની લાગણી જોઇ રોઝ તેના તરફ આભારની લાગણીથી ભળી ગઇ.

રોઝને શાંત કરી તે ગયો. હડસન અને મોરલીનું કરજ ચુકવી દીધું અને સત્તાવાળાઓ સાથે પ્રિન્સના જાદુઇ નામનો ઉપયોગ કરી મી૦ ફોરસ્ટર અને તેની સ્ત્રીના મરણ પાછળ કંઇ ચુનોચરા ન થાય એવો પાકો બંદોબસ્ત કરી તે ત્રણ કલાક પછી પાછો રોઝને મળ્યો. બધી વાત સાંભળી રોઝ સંતોષ પામી. મીગલ્સે કરજ ચુકવતાં બાકી રહેલા સો પાઉંડ રોઝને સ્વાધીન કરી દીધા.

"હવે બંને લાશોને જલદીથી દફનાવવાની વ્યવસ્થા કરવી જોઇએ." તેણે સલાહ આપી. રોઝ તેને પોતાનો પરમહિતૈષી માની કહે તેમ કરવા તૈયાર થઇ. તે સમજી કે આ ભયંકર આફતના વખતમાં ખુદ પરમાત્માએજ તેની સહાય માટે ટીમ મીગલ્સને મોકલી આપ્યો હતો.

રાતે દશ વાગે ટીમ પ્રિન્સના મહેલમાં ગયો તેના મ્હોંપર ગમગીની છવાઇ રહી હતી તે જોઇ પ્રિન્સ બોલ્યો: "કેમ ? શુ છે ?"

"રકમ વખતસર ન પહોંચી શકી"

"કેમ ? શું એના દેવાળાની ખબર ગેઝેટમાં છપાઇ ગઇ ?"

"નહિ એ આપઘાત કરી સ્વર્ગે સીધાવ્યો ને એની સાથે એની આ પણ હૃદયના આઘાતથી મરણ પામી."

પ્રિન્સનો ચહેરો ફીક્કો પડી ગયો. "આ સારું ન થયું. જ્યુરીની તપાસમાં બધો ભેદ ખુલ્લો થઇ જશે."

"નહિ. કોરોનરને મેં સમજાવી દીધો છે એટલે તે ગડબડ નહિ કરે. પાદરીઓને પણ લાંચ આપી આપણા પક્ષમાં લઇ લીધા છે." ટીમ બોલ્યો.

"શાબાશ દોસ્ત, શાબાશ! દુનિયામાં તારી જોડીજ નથી. ફોરસ્ટર મુઓ તો જહન્નમમાં ગયો. તું પઇસા તો નથી આપી આવ્યો ને? જા એમાંથી એક હજાર પાઉંડ તું લઇ લે ને બાકીના મને આપ—"

પ્રિન્સની આવી અમાનુષી નિર્દયતા જોઇ મીગલ્સના મ્હોંપર સ્પષ્ટ તિરસ્કાર છવાઇ ગયો. તે ગંભીર સ્વરે બોલ્યે: "પ્રિન્સ! એના માગનારા હડસન એંડ મોરલી છે. તેમનું કરજ ચુકવ્યા વિના તમારી આબરૂ બચાવી શકાય એમ નહોતું કારણ કે તમે મી૦ ફોરસ્ટના રૂણી છો તે એ લોકો જાણે છે."

લાચાર કંઇ ફીકર નહી, મીગલ્સ! ચાલ, ડીનર રૂમમાં છ જણ મારી રાહ જોઇ રહ્યા છે તું પણ ચાલ રાતે બે ત્રણ વાગ્યા સુધી આપણે ચમન ઉડાવીશું."

"નહિ જી. આજે મને માફ કરો."

"કેમ? કંઇ પ્રેમ જાળમાં ફસ્યો છે કે શું?—" પ્રિન્સ હસ્યો: "જા, ફતેહ કર. કાલે જરૂર મળજે."

પ્રિન્સ મીગલ્સને શેકહેંડ કરી પોતાના મિત્રો પાસે ગયો અને મીગલ્સ રોઝની પવિત્ર મુર્તિનો ખ્યાલ કરતો પોતાને ઘેર ગયો પ્રિન્સ સાથે વાતચીત કરતાં તેણે આ ગુણીયલ બાળાનું નામ શુદ્ધાં લીધું નહોતું.

## પ્રકરણ ૨૮ મું

### ભયંકર ભેદો.

પ્રિય વાંચનાર ! પ્રિન્સ ઓફ વેલ્સને સર રીચર્ડ સ્ટેમ્ફડ સમજી તેમની પાછળ પડતાં બદમાસ મેગ્સમેનના ભયંકર ભોંયરાની હવા ખાઇ ત્યાં નાસી આવી પેલા બુઢાની પોકેટ બુકનો ભેદ શોધી તેની ઉડંખુ દિકરી જુલીયાને તુરતા તુરત પોતાની ઘરવાળી બનાવી ગૃહસ્થી થઇ બેઠેલા પેજને તું ભુલી ગયો નહિ હોય. લગન પછી બીજે દિને સવારે આ મારતે મીયાં પોતાની નવી વહુ સાથે નાસ્તો લેવા બેઠા હતા. નવા ગાઉનમાં સજ થયલી જુલીયાની ખુબસુરતી ખીલી ઉઠી હતી. ચોકલેટ, શરાબ, પાઉં અને ઇંડા ઉડાવતો પેજ જુલીયાના સુંદર મ્હો તરફ સંતોષની લાગણીથી જોઇ રહયો હતો.

નાસ્તો પુરો થયો. દાસી ટેબલ સાફ કરી ગઇ. ત્યાર પછી પેજે પોતાના ગજવામાંથી પેલી પોકેટ બુક બ્હાર કાઢી ને તે જુલીયાને બતાવી કહ્યું:– " આ પોકેટ બુક તું પીછાને છે ?"

"હા. એતો મારા બાપની પોકેટબુક છે. એમાંની હકીકત મેં પણ થોડી થોડી વાંચી છે." જુલીયા હસીને બોલી: "એ તમારા હાથમાં શી રીતે આવી ?"

"તારા પિતા મરતી વખતે મને આપી ગયા હતા. મરતી વખતે તારા બાપે મને કહ્યું હતું "આ લો જુલીયાને કહેજો. હના—જુલીયા ! રામ......ક્ષમા......એટલું કહી તે મરણ પામ્યા–"

"મરતી વખતે તેમને પસ્તાવો થયો હશે." જુલીયાની આખમાં આંસુ આવ્યા પણ તે તરતજ લુંછી નાખી તે બોલી: "એ સારા માણસ નહોતા. એમણે મારી કોઇનું યા મારૂં ભલું કર્યું નથી. હું નાદાન હતી ત્યારે મારી મા ગુજરી ગઇ હતી. પિતાએ મારી જરા પણ સંભાળ રાખી નહોતી. જરા મોટી થઇ ત્યારથી હું મહોલ્લાઓમાં રખડતી ફરતી હતી. હું જે કંઇક શીખી છું તે

એક ધર્માદા શાળામાં શીખી છું. મારા બાપને મારા ભવિષ્યની જરા પણ ચિંતા નહોતી.

"વ્હાલી !-"જુલીયાનું ચીબુક પકડી પેજ બોલ્યો: "તારી ભાષા પરથી તો તને સારી વિદ્યા મળી હોય એમ છે."

"મને ભણવાનો શોખ હતો. મારા પિતા મોટા વિદ્વાન હતા. તેમની સાથે રહેવાથી મારૂં જ્ઞાન વધી ગયું હતું."

"તને શું લાગે છે ? મરતી વખતે તેમને બહુ દુઃખ થયું હશે ?" પેજે મુદ્દાની વાત ઉપાડી.

હા. એમને બહુ પસ્તાવો થયો હશે. હવે આપણે મીયા બીબી થયાં એટલે તમારાથી કંઇ વાત છુપાવવાની જરૂર નથી. હું આ પોકેટ બુકના ઘણા ખરા ભેદો સમજાવી શકીશ."

"મને પણ એજ જોઇએ છે" જુલીયાની નજીક ખુરશી ખેંચી પેજ બોલ્યો: જો વ્હાલી ! આ ભેદી કાગળોને પ્રતાપે આપણે માલદાર બની જઇશું જો તારે અમીરી શોખ કરવા હોય તો બધી વાત મને સાફ સાફ કહી દે-"

"સાંભળો. મારા પિતા રસાયન વિદ્યામાં અત્યંત નીપુણ હતા. રસાયંનના વિધ વિધ પ્રયોગો કરી એ અનેક ઝેરી દવાઓ બનાવી શકતા હતા. મારા પિતા હતા તો પણ મારે કહેવું. જોઇએ કે એ અત્યંત ભયાનક મનુષ્ય હતા-" આટલું બોલતાં તે કંપી ઉઠી.

"ખરી વાત છે પણ એના કુકર્મો માટે તું જવાબદાર નથી વ્હાલી !—" પેજ બોલ્યો.

"હું કબુલ કરૂં છું કે મારી ચાલ ચલગત સારી નહોતી પણ એમના જેવાં કર્મો મેં કદિ પણ કર્યાં નથી."

"તારે પસ્તાવાની કંઇ જરૂર નથી. તારા બાપની વાત જ આગળ ચલાવ—"

"સાંભળો." જુલીયા શાંત સ્વરે બોલી: પ્રથમ એમની રસાયન વિદ્યાની વાત કરૂં. એ વિદ્યામાં એ અત્યંત પારંગત હતા.

એ ગર્ભપાતની દવા બનાવતા હતા. દવા એવી કે કદિ નિષ્ફળ ન જતી. ગર્ભવતી સ્ત્રીના પેટમાં એ દવા જતાંજ તરત ગર્ભ પડી જતો. લંડનની બધી બદમાશ ધાત્રીઓ પિતાજીની દવા ખરીદતી હતી—"

"બદમાસ જબરો પાજી લાગે છે."

"લીંડલી નામની એક મીડવાઇફ એમની ઘણી દવા લેતી હતી. લેમ્બેથમાં ફ્રાર આંટમાં રહે છે. મારા પિતા એક જાતનું એવું ઝેર બનાવતા હતા કે જેના એકજ ટીપાથીજ ગમે તેવા માણસનું તત્કાળ મરણ થઇ જતું. અને છતાં મરનારને ઝેર દેવામાં આવ્યું છે એવુ કંઇ પણ ચિન્હ જણાતું નહિ. જાણે અચાનક કોઇ રોગથી મરણ થયું હોય એવો ભાસ થતો મીડવાઇફો આ ઝેર બહુ ખરીદતી હતી.

"અરે રામ! આ લંડન શહેરમાં આવા કેટલાં પાપ કર્મો થતાં હશે?"

"હજુ ભયંકર વાત તો હવે આવે છે. પિતાજીએ એક નવી જાતનુ ઝેર બનાવ્યું હતું તેનું નામ તેમણે "હેર્સ ફ્રેંડ" યાને "વારસોનો દોસ્ત" રાખ્યું હતું. એનો અર્થ તમે કંઇક સમજી શકો છો?"

"નહિ."

"જે સખસ મોટા વારસાની આશાથી કોઇના મોતની રાહ જોતો હોય તેને મદદ કરવા માટે એ ઝેર તૈયાર કરવામાં આવ્યુ હતું. એ ઝેર એવું છે કે તે ખાનાર પર ઝેરની અસર છે એમ કોઇ પણ ડોક્ટર કહી ન શકે. એ ઝેર ઉતરતાં મોટા મોટા ડાક્ટરોના પાણી મરી ગયા છે, ગમે તેટલી ચિકિત્સા કરવી છતાં તેઓ દરદી પર કોઇ ઝેરની અસર છે એમ કહી શકતા નથી. એ દવામાં નથી કંઇ સ્વાદ કે નથી કંઇ રંગ! ખાવા પીવાની કોઇ પણ ચીજ સાથે એ ઝેર મેળવીને આપી શકાય છે,'

"એની અસર શી થાય છે?"

"તમે તેવો તંદુરસ્ત આદમી હોય, જેનું જીંદગીમાં કદિ માથુ પણ ન દુખ્યું હોય તેને આ ઝેરના બે ચાર ટીપાં આપતાંજ ચોવીસ કલાકમાં તેની સુરત બદલાઇ જાય છે. તેની સબળ દેહ એકદમ કંગાળ થઇ જશે, તેનું તંદુરસ્ત શરીર, પાતળું અને પીળું પડી જશે, શકિત ઘટી જશે, ભુખ ઉડી જશે અને ચહેરા પર ગમગીની છવાઇ જશે. તે દિન પરદિન કમજોર થઇ જાણે ક્ષય રોગથી પીડાતો હોય એવો દેખાશે અને બે ચાર મહિના બાદલે પડી અંતે રામ શરણ થઇ જશે."

"ઓહ! આતો અત્યંત ભયંકર અને દીલ કમ કમાવનારી વાત છે." પેજ કમ્પી ઉઠયો.

"મેં તો પહેલાથીજ કહ્યું હતું કે મારા પિતા શયતાનના શયતાન હતા. આ "વારસોની મિત્ર નામની દવા પિતાજી બહુ ઓછી વેંચતા તેનું દામ મન માગ્યું લેતા અને પોતે કદિ ફસી ન પડે માટે પોતાને હાથે વેચાણ ન કરતાં જોસફ વોરન નામના એક સખસ મારફતે પિતાજી એ ઝેર વેચતા હતા.

'જોસફ વોરન! એતો ભારી બદમાસ છે. મેગ્સમેનને નામે જે બદમાશ મશહુર છે તેજ એ જોસેફ ને?"

"હા. તેજ. તમે એને ઓળખો છો?"

"એજ બદમાસે મને તારા ઘરની બાજુના ભોંયરામાં કેદ કર્યો હતો. તું જેને બ્રોગ્સ કહે છે તે એનો પહેરેગીર હશે. વારૂ, એ વાત જવા દે. પેલા ઝેરનો કઇ ઉતાર નથી?"

"છે. કેમ ન હોય? જે ઝેર શોધી શકે છે તેજ તેનો ઉતાર પણ શોધી શકે છે. ઝેરી દવા ખાઇ ખાઇને જે માણસનો દમ આવી રહયો હોય ને આ પણ મરી જશે એમ લાગતુ હોય એવી વખતે પણ જો ઉતાર ખવડાવવામાં આવે તો તે એકદમ સાજો થવા માંડશે એટલુંજ નહિ પણ થોડા દિવસમાં પ્રથમના જેવોજ તંદુરસ્ત થઇ જશે. એ ઉતારને પિતાજીએ "રસાયન સંજીવની" નું નામ આપ્યું છે."

"ખરેખર એમ હોય તો એ દવા સંજીવનીજ છે પણ આ વાત મારે ગળે ઉતરતી નથી."

"તમારે ગળે ન ઉતરે પણ મેં પિતાજીને એ દવાના પ્રયોગો કરતાં નજરે જોયા હતા."

"શું વાત કરે છે?"

"હા. પોતાની દવા સફળ થઇ છે કે નહિ તેની ખાત્રી કરવા માટે પિતાજી કુતરા, બિલાડા અને ઉંદરો ઉપર એ દવા અજમાવતા હતા."

"મને એવો પ્રયોગ કરી જોવાની ઘણી મરજી થાય છે."

"તમે કહેશો ત્યારે હું તમને બંને પ્રયોગ કરી બતાવીશ. મારી પાસે બંને દવાની બનાવટ લખેલી છે."

"ખરેખર?"

"હા. પિતાજી એક દિવસ પોકેટ બુક ખોલી વાંચતા હતા તેવામાં એક કાગળ નીચે પડી ગયો હતો. પિતાજીને એની ખબર ન પડે એમ તે ઉપાડી લઇ મેં મારા કપડામાં છુપાવી દીધો. આ કાગળમાં આ બે ચમત્કારીક દવાઓ સિવાય એક ત્રીજી દવાની બનાવટ પણ લખેલી છે. મેં એ કાગળ ઉપાડી લીધો છે એ બીનાની પિતાજીને કદિ ખબર પડી ન્હોતી."

"ત્રીજી દવા વળી શાની છે?"

"એ ખરાબ નથી પણ ઉલટી મઝેદાર છે. એ દવાની સહાયથી ખરાબ માણસો વિના ચિંતાએ ગમે તેવા પત્રો લખી શકે છે. એ શું છે તે જાણવું છે?"

"હા"

"એ બે જાતની વસ્તુ છે. એક શાહી અને બીજી એક રસાયનીક વસ્તુ! એ શાહીથી લખવાથી કાગળ પરના અક્ષરો બીલકુલ માલુમ પડતા નથી પણ તે પર રસાયન લગાવતાં તરત સ્પષ્ટ લખાણ માલુમ પડે છે."

"ઓહો! પોકેટબુકમાં એવો કંઇક ભેદી ઇસારો હતો તે હવે મને સમજાય છે."

"હશે."

"વાહ. હવે બીજી બધી વાત કર. પછી આપણે બંને પોકેટ બુકની તપાસ કરીશું"

"મારી વાત હવે ખતમ થવા આવી છે. પેલી ભેદી શાહીની બનાવટ ઘણી ચમત્કારીક છે. ધારો કે તમે તમારા કોઇ મિત્રને કોઇ છુપી વાત લખવા માગો છો. આ ભેદી શાહીથી પત્ર લખી મોકલી આપો. ફકત શરનામું ખરી શાહીથી કરવું ટપાલમાં એ પત્ર કોઇ બીજાના હાથમાં જાય તો કવરમાંથી ફકત કોરો કાગળજ નીકળશે પણ તમારા મીત્ર રસાયન લગાવી એ પત્ર વાંચી શકશે. એટલુંજ નહિ પણ જો એ પત્ર રાખી મુકવાની તેમની ઇચ્છા હોય તો કાગળ પાણીમાં બોળી પાછો કોરો કાગળ બનાવી તે જાળવી શકશે. ફરી વાંચવાની મરજી થાય તો પેલું રસાયન લગાવતાં પાછા અક્ષરો સાફ દેખાશે. આમ ત્રણ ચાર વાર આ ભેદી તત્વોની અસર કાયમ રહે છે."

"ઠીક. .હવે મને કહે કે તારા પિતાને મેક્સમેન સાથે સંબંધ હતો કે નહિ?"

"હતો–ઘણોજ ગાઢ સંબંધ હતો. મને એ ગમતું ન્હોતું પણ હું લાચાર હતી. મારી બાજુના મકાનમાંના ક્રીસ અને તેના સાથીઓને હું ધિક્કારું છું હું પોતે નીતિવાન નથી પણ મને ખુન ગમતા નથી. મેક્સમેન અને તેની ટોળી ખુની બદમાસોની છે. મને એ બદમાશો પર અત્યંત ધિક્કાર છુટતો હતો પણ ભયની મારી હું કંઇ બોલી શકિ નહોતી."

"હવે તારે કોઇનો ડર રાખવાની જરૂર નથી. તું મારી પત્ની થઇ છે ને તારા રક્ષણ માટે હું જાન પણ ઓવારી નાખવાને તઇયાર છું. વાહ, વ્હાલી જુલીયા! આ પોકેટ બુકની અંદર એક કાગળમાં જે સ્ત્રીના વાળ સાચવી રાખ્યા છે અને કેટલાક કાગળો પર સહી છે તે હન્ના બાયટ ફુટ તારા બાપની બ્હેન ને તારી ફોઇજ હતી ને?"

"હા. પણ મેં મારી ફોઇને જોઇ નથી. એ બહુ દુ:ખી થઇ મરણ પામી હતી, અને તેના મરણ વખતે હું ઘણી નાની હતી."

"હાલના રાજા સાથે ખરેખર તેના લગ્ન થયા હતાં ?"

"તે હું કહી શકતી નથી. ફોઇ કોઇ વાર મેં એ વાત પિતાજીને પુછી જોઇ હતી પણ તેમણે મને ઉડાવનારા જવાબ આપ્યા હતા. મારી માન્યતા એવી છે કે મારી ફોઇના લગ્ન હાલના મહારાજા ત્રીજા જ્યોર્જ સાથે થયા હતા. આ પોકેટ બુકમાંના પત્રો પરથી એ વાતની સાબીતી મળી જાય છે."

"મને પણ એમ લાગે છે. તારા પિતા અત્યંત કંજુસ અને ધન લોભી હતા. આ કાગળોના જોર પર તેમણે રાજા પાસેથી દોલત જમા કરવાની કોશીષ ન્હોતી કરી ?" પેજે પુછ્યું.

"કોશીષ તો ઘણી કરી હતી પણ મેગ્સમેન સાથે તેમણે કરેલી વાત પરથી મેં સાંભળ્યું હતું કે આ કાગળોથી તેમની દાળ ચડે એમ ન્હોતું. ફોઇનો મહારાજા સાથેનો પ્રેમ સંબંધ તદન તૂટી ગયો ત્યારે તે આ સઘળા પત્રો પોતાની સાથે લઇ આવી હતી પણ એક કાગળનો અરધો ભાગ તેણે ગુમાવી દીધો હતો એ અરધો ભાગ જો મળી જાય તો પોતાની મનોકામના જરૂર સિધ્ધ થાય એવી પિતાજીની ખાત્રી હતી."

"તારા પિતાએ તે મેળવવાનો યત્ન કર્યો હશે ને ?"

"હાસ્તો. ત્રીજા જ્યોર્જ સાથેનો સંબંધ તૂટયા પછી ફોઇ લંડન શહેર છોડી એકાંતમાં રહેવા ગઇ હતી. લેડી રટેમ્ફર્ડ નામની એક સ્ત્રીની કૃપાથી તેને ગુજરાન જેટલું પેનશન મળતું હતું એ વખતે પિતાજી તેને વારંવાર મળતા હતા અને હાલના રાજા તથા તે વખતના પ્રિન્સ ઓફ વેલ્સ પાસેથી પૈસા કઢાવવામાં પોતાને સહાય કરવા માટે તે ફોઇને વિનવતા હત. પણ મારી ફોઇને એ વાત પસંદ ન્હોતી. આથી ભાઇ બ્હેન વચ્ચે બોલાચાલી થઇ ને ત્યારથી ફોઇ એવી છુપી જગ્યાએ જઇ વસી કે પિતાજીએ ખુબ શોધ કરતાં પણ તેનો પતો ન મળ્યો. આમ ઘણો વખત વહી ગયો. ફોઇના મરણ પહેલાં તે એલ્સબરીમાં વેરન નામના એક નવ પરણિત યુવાનના ઘરમાં રહેવા ગઇ હતી."

"મેક્સમેનના ઘરમાં ?"

"હા. સાંભળોને ! વોરન ઘણો દુઃખી હતો. તેની સ્ત્રી તે વખતે ચોવીસેક વર્ષની હતી. તે અતી સુંદર અને ચાલાક હતી પણ તેનું કંઇ કલંક પ્રગટ થઇ જવાથી તેના માબાપે તેનો ત્યાગ કર્યો હતો તેથી લાચારીએ તેણે એક્સબરીવાળા માર્ટીનની બેંકના એક કારકુન વોરન સાથે લગ્ન કરી નાખ્યા."

"માર્ટીનની બેંક ! આ ભેદી વાતને કેટલા જણ સાથે સંબંધ છે ? વારુ પછી ?"

"એક વાર ફ્રોઇ ઘણી બીમાર પડી. તે વોરન અને તેની સ્ત્રીને ભલા માણસ સમજતી હતી. બીમાર હાલતમાં રડતી રડતી તે એક પોકેટબુક લઇ અંદરના કાગળો વાંચતી હતી. મીસીસ વોરન તે સમયે તેની પાસે હતી. મને લાગે છે કે તે વખતે એક કાગળનો ટુકડો નીચે પડી ગયો હશે તેની ફ્રોઇને ખબર પડી નહિ હોય. મિસીસ વોરને તે કાગળ ઉપાડી લીધો અને પોતાના ધણીને બતાવ્યો. લગ્નના સર્ટીફીકેટનો તે અર્ધો હીસ્સો હતો. તે પર હાલના મહારાજાની સહી હતી. વોરને એ ટુકડો બાકીનો ટુકડો મેળવી સરકાર પાસેથી ખુબ દોલત મેળવવાના હેતુથી પોતાની પાસે રાખી લીધો. એજ વખતે મારા પિતા ફ્રોઇના રહેઠાણનો પતો મેળવી તેની પાસે જઇ પહોચ્યા ફ્રોઇ મરણ પામી અને પોકેટબુક તથા ફ્રોઇનો બીજો બધો સર સામાન તેના હાથમાં આવ્યો."

"કદાચ તારા પિતાએ એ કમભાગીનીને કંઇ ઝેર ખવડાવી દીધું હશે ?" પેજે શક બતાવ્યો.

"પ્રભુ માલુમ ! મને પણ એવો શક ઉપજ્યો હતો."

"પછી ? વોરનને મળી તારા પિતાએ લગ્નની સર્ટીફીકેટને આધારે પૈસા કઢાવવાની કોશેષ કરી હશે ?"

"નહિ. વોરને પેલા અર્ધા ટુકડાની વાત પિતાજીને કહીજ નહોતી. ફ્રોઇને દફનાવવાની ફરજ વોરન પર નાખી પોકેટ

ખુદ લઇ પિતાજી ચાલ્યા આવ્યા. આ સોળ વર્ષની વાત છે. એજ વખતે મારી માતું મૃત્યુ થયું હતું. જે મકાનમાં મારા પિતા ગુજરી ગયા ત્યાં અમે પાંચ છ વરસથી રહેતા હતા. ત્રણ વર્ષ પહેલાં અચાનક એ મકાનમાં પિતાજી સાથે મેગ્સમેનનો મેળાપ થઇ ગયો. એ વખતે મેગ્સમેને અમારી બાજુનું મકાન ભાડે રાખ્યું હતું. પિતાની અટક લાઇટફુટ છે એ સાંભળી તેને કંઇ શક ઉપજ્યો અને પછી વાતચીત કરતાં બંનેને માલુમ પડ્યું કે બંને અગાઉ એક બીજાને મળ્યા હતા. એજ મેગ્સમેન એક વાર માર્ટીનની બેંકનો કલાર્ક હતો અને તે વખતે તેનું નામ વોરન હતું. આ મુલાકાત વખતે વોરને લગ્નના અરધા સરટીફીકેટની વાત કરી. અને પિતાજીએ તે તેની પાસે માગ્યો ત્યારે તેણે એવો જવાબ વાળ્યો કે જુના લાઇટફુટની દફન ક્રીયા કર્યા પછી એ ટુકડો વેચવાના હેતુથી તેની નકલ સાથ તેણે તે હોમ સેક્રેટરી પર રવાના કર્યો હતો. ઘણો વખત પત્રવ્યવહાર ચાલ્યા પછી એ વાતનો નિર્ણય આવ્યો અને વોરને પૈસા લેવા માટે પોતાની સ્ત્રીને લંડન મોકલી. પણ સરકાર પાસેથી પઇસા લેવા લંડન ગયલી મીસીસ વોરન પાછી એલસબરી આવીજ નહિ. લંડન જઇ વોરને ઘણી તપાસ કરી પણ વ્યર્થ ! તેની સ્ત્રી આમ અચાનક ગુમ થઇ ગઇ હતી અજાયબીની વાત એ છે કે મીસીસ વોરન "હોમ ઓફીસ"માં ગઇ ન્હોતી. એ પરથી વોરને ધારી લીધું કે કોઇ બદમાસે તેનું ખુન કર્યું હશે એકદમ પઇસાદાર થવાની તેની હોંસ આમ પડી ભાગવાથી તે અત્યંત નીરાશ થઇ ગયો. એ ત્યાર પછી લંડનમાંજ અડડો જમાવી બેઠો અને બદમાસીના ધંધાથી પોતાનું પેટ ભરવા લાગ્યો."

"આ બધી વાત તેં શી રીતે જાણી ?"

"શી રીતે જાણી ? સાંભળો. ત્રણ વરસ પહેલાં મેગ્સમેન જ્યારે મારા પિતાને પહેલ વહેલો મળ્યો ત્યારે તેમની વાતચીત વખતે હું હાજર હતી. મારી ઉમ્મર એ વખતે ફકત સોળ વર્ષની હતી પણ ઉમ્મરના પ્રમાણમાં હું કંઇક વધુ ચાલાક હતી. તેમની એક એક વાત મેં મારા હૃદય પર કોતરી રાખી હતી.

"આપણને જેટલી હકીકત મળી છે તે પરથી તો એમ લાગે છે કે સર્ટીફીકેટનો અરધો ભાગ મળવાનો સંભવ નથી યા એ અરધો ભાગ કદાચ હસ્તીમાં પણ નહિ હશે."

"મેગ્સમેન દ્વારા બધી વાત સાંભળ્યા પછી મારા પિતાજીને પણ એમ લાગ્યુ હતું પણ પાછળથી બનેલા બનાવ પરથી તેમનો મત બદલાઇ ગયો હતો. મારા પિતાજીની ધારણા એવી હતી કે બાકીનો અરધો ભાગ હજુ પણ મોજુદ છે."

"એ પાછલી બીના શું છે?"

"મેગ્સમેનને જેક રેન નામના પ્રસિધ્ધ લુંટારા સાથે પીછાન હતી લીટીશીઆ ફ્લુક નામની એક ખુબસુરત રમણી જેકની માશુક હતી હવે એ સ્રી એક બેરાનેટને પરણી છે એટલે લેડી લીટીશીયા લીડને નામે ઓળખાય છે. ૭ મહિના પહેલાં મેગ્સમેન લીટીશીયાને મળી ગયો. તે વખતે તેણે પુરૂષ વેષ ધારણ કર્યો હતો પણ મેગ્સમેન તેને જોતાંજ ઓળખી ગયો તે વખતે મેગ્સમેનને મ્હોડે કંઇ વાત નીકળી પડેલી હોવી જોઇએ. કારણકે એ મુલાકાત પછી થોડા દિવસ બાદ તે ટીમ મીગલ્સ નામનાં સખસ સાથે પિતાજી પાસે આવી હતી અને તેમના આગમન પછી તરત મેગ્સમેન આવી પહોંચ્યો હતો. એ વખતે મને ઓરડામાંથી બહાર કાઢી મુકવામાં આવી હતી પણ મેં બારણા આગળ ઉભી રહી તેમની કેટલી વાતચીત ચુપચુપ સાંભળી લીધી હતી. ટીમ મીગલ્સ પિતાજી પાસે એજ સર્ટીફીકેટનો અરધો ભાગ માગવા આવ્યો હતો—"

"સબુર—" કહી પેજે પોકેટ બુકમાંના પત્રોમાંથી એક સ્રીની ચીઠ્ઠી કાઢી. તે નીચે મુજબ હતી.

૭ મી જુલાઇ ૧૭૯૮

ટપાલમાં તમને એક લાંબો પત્ર મળશે તેમાં સઘળી વાત વિગતવાર લખેલી છે પત્ર પર રસાયન લગાવી લેજો કાલે સાંજે ટી. એમ. સાથે તમને મળીશ.

એલ. એલ.

"ટી. એમ. એટલે ટીમ મીગલ્સ અને એલ. એલ. એટલે લીટીશીયા લીડ! પેજ બોલ્યો.

"મેં આ ચીઠ્ઠી કદિ જોઇ નથી. શીરનામું કોનું છે ?"

"ફ્વર મને મળ્યું નથી."

"મને લાગે છે કે આ પત્ર મેગ્સમેન પર લખાયો હશે કેમકે પિતાજી પરના પત્રમાં રસાયન લગાવવાની સુચના કરવાની જરૂર નથી. એ કોરો કાગળ મળે કે તરતજ રસાયન લગાવવાની જરૂર સમજી જતા હતા...હવે હું વાત આગળ ચલાવું. ટીમ મીગલ્સ અને લીડીશીયાં લીડની પિતાજીની મુલાકાત પહેલી અને છેલ્લીજ હતી, ટીમે એ સર્ટીફીકેટના અરધા ભાગ માટે દોલતની લાલચ આપી ત્યારે પિતાજીએ કહ્યું કે બાકીનો અરધો હીસ્સો કયાં છે તે તમે જાણતા હશો યા કદાચ તે તમારી પાસેજ હશે. ટીમે જવાબમાં જણાવ્યું કે 'હુ એક શ્રીમંત ગૃહસ્થ તરફથી તમારી પાસેનો અરધો ભાગ લેવા આવ્યો છું. બીજી મને ખબર નથી.' આથી પિતાજીને મેગ્સમેન પર શક ગયો, તેમણે તેને કહ્યું કે 'તમે બધી વાત જાણો છો પણ મારી સાથે બદમાસી કરીને મને કહેતા નથી.' મેગ્સમેન આ આરોપનો ઇનકાર કરવા લાગ્યો—ધીમે ધીમે બોલાચાલી વધી ગઇ એટલે બેટી લીક ટીમને લઇ ચાલી ગઇ ને એ વાતનો એટલાથીજ અંત આવ્યો—"

અજબ જેવી વાત છે કે મેગ્સમેને તારા પિતા પાસેનો ટુકડો જબરજસ્તીથી પડાવી લેવાની કોષેષ ન કરી?" પેજે બીજો સવાલ પુછયો.

"એ બદમાસ એમ કરવાને પણ ચુકયો ન્હોતો. ટીમ અને લીટીશીયા આવી ગયા પછી સાત આઠ દિવસ બાદ મેગ્સમેન, બ્રોગ્સ બેમરમેન અને એક બીજા બદમાસની સાથે અમારા ઘરમાં ઘસી આવ્યો અને પિતાજીના હાથ પગ બાંધી લઇ આખા ઘરની ઝડતી લીધી હતી પણ તેમને પોકેટ બુકનો પતો ન લાગવાથી આખરે નિરાશ થઇ એ દુષ્ટો કાળો કરી ગયા હતા. બીજે દિને મેગ્સમેને પિતાજીની માફી માગી તેમને સમજાવી લીધા હતા. મને લાગે છે કે બંને એક બીજાના ભેદ એટલા બધા

જાણતા હતા કે એક બીજાની મદદ વિના કોઇને ચાલે એમ હતું જ નહિ. પિતાજી સ્ટોર રૂમમાં આ પોકેટબુક દાટી રાખતા હતા."

"વારૂ...હવે આ જો ! આ કાગળ ચીઠીની પેઠે ઘડી વાળેલો છે. તે પર રસાયન લગાવવાથી ઘણો ભેદ ખુલી જશે !"

"જરૂર—"

"ચાલ ત્યારે આપણે બજારમાં જઇએ. રસાયનીક વસ્તુઓ ખરીદી લાવીએ. તું "પ્રોસ્ક્રીપશન" નો કાગળ તારી સાથે લઇ લેજે."

"વારૂં."

"પણ જુલીયા ! જો આ પત્ર લેડી લીટીશીયાએ મેગ્સમેન પર લખ્યો હોય તો તે તારા પિતા પાસે શી રીતે આવ્યો ?"

"એટલું પણ સમજતા નથી ? આ પત્ર પર જુલાઇ મહિનાની તારીખ છે. મને યાદ છે કે એ લોકો ગયે વરસે જુલાઇ માસમાંજ બાપાને મળવા આવ્યા હતા. પછી મેગ્સમેન પિતાજી સાથે લડયો ને ફાવ્યો ત્યારે પાછી સલાહ કરી. ત્યાર પછી એ હજુ પણ લગ્નના સર્ટીફીકેટ પર પૈસા કઢાવાની કોશેષ કરી રહ્યો છે તેની પિતાજીની સાબીતી આપવા માટે તેણે આ પત્ર મારા પિતાને આપ્યો હશે." જુલીયાએ જવાબ આપ્યો.

"વાહ ! તું તો અજબ ચાલાક જણાય છે !"

"નહિ તો !" કહી જુલીયા હસી અને પેજે તેને ચુમી લીધી. ત્યાર પછી જુલીઆ પેલી દવાઓની બનાવટવાળો કાગળ લેવા ગઇ અને પેજે પોકેટ બુક કબાટમાં મુકી દઇ ચાવી પોતાના ગજવામાં સંભાળથી મુકી દીધી.

# પ્રકરણ ૨૯–મું.

## ત્રીજા જ્યોર્જના બેદી લગ્ન.

પેજ પોતાની નવી પત્નિને સાથે લઇ તેના હાથમાં હાથ નાખી લંડન બ્રીજ તરફ ચાલવા લાગ્યો. હમણાં તેની પાસે છ હજાર ગીની રોકડી હતી. પોકેટ બુકમાંના બેદો વટાવીને તે ખુબ દોલત મેળવવા માંગતો હતો. અને તેથી તેનું હ્રદય આનંદથી ઉભરાઇ જતું હતું. જાણે પોતે લંડનનો લોર્ડ મેયર હોયની તેમ તે ધીમા ગૌરવભર્યા ડગલાં ભરતો ચાલતો હતો જુલીયાનો હર્ષ પણ ઓછો ન્હોતો. નવા વસ્ત્રોમાં તેની ખુબસુરતી વધી ગઇ હતી. અને સૌંદર્યના ગુમાનમાં તે નાજુકાઇથી ડગલા ભરતી હતી. તેના પગ જમીન પર પડતાં ન્હોતા. તે જે રસ્તા પર ચાલતી હતી તે રસ્તો એને ગંદો અને સાંકડો લાગ્યો. હવે તે પોતાને મોટા ઘરની "લેડી" સમજી બેઠી હતી. અભિમાનથી ફુલાઇને પોતાની ચમકતી સુંદરતા બધાને બતાવતી તે પોતાના પ્યારા સાથે ચાલી જતી હતી. તેને જોઇ કામી મવાલીઓ હાય અફસોસ કરતા. જ્યારે ખાનદાન મનુષ્યો તેના ફુલણજીપણા પર સ્મિત કરી ચુપચુપ ચાલી જતા હતા. શરદીથી થથરી જતાં ભીખારીઓ બંને સામે ટોપી ઉતારી ભીખ માંગતા હતા તેથી ઉભય એમ સમજતાં કે તેમના માનપાન હવે ખુબ વધી ગયાં છે, આવી રીતે ઇતરાઇ ઇતરાઇને ચાલતું આ જોડું લંડન પુલ પરથી ઉતરી વુડ સ્ટ્રીટમાં હડસન મોલીની ઓફીસમાં પહોંચ્યું. પેજનો એકવારનો માલીક હડસન ત્યાં હાજર હતો. પ્રથમ તો તે એમ સમજ્યો કે તેનો જુનો નોકર કોઇ છટકેલી સ્ત્રીને લઇ આવ્યો છે. તે ચશ્માંમાંથી તિક્ષ્ણ નજરે આ છેલ છબીલી જોડીને જોઇ રહયો એટલામાં તેનો ભાગીદાર મોલી ત્યાં આવ્યો. પેજે બંનેને સલામ કરી કહ્યું: "હવે મારાથી તમારી નોકરી થાય એમ નથી."

"કેમ?" મોલીએ પુછ્યું.

"આ યુવતિ સાથે લગ્ન કરવાથી મને ૨૦ હજાર પાઉંડનો દાયજો મળ્યો છે."

ખલાસ! "વીશ હજાર પાઉંડ" એ ત્રણ શબ્દોએ જાદુની અસર કરી. હડસનનું કુલાભિમાન હવામાં ઉડી ગયું. અને જે આને એક પળ પહેલાં તે નિલજ્જ ગણીને ધિક્કારી રહ્યો હતો તેને તે માનપૂર્વક નમન કરવા લાગ્યો. મેસર્સ મોરલી અને હડસને વિનયપૂર્વક આ નવિન દંપતિને અભિનંદન આપી કોઇ દિવસ પોતાને ઘેર આવવાનું આમંત્રણ કર્યું. પેજ અને જુલીઆ મનમાં સમજી ગયા કે આ બધા પીળી ધાતુના પ્રતાપ છે.

પોતાના શેઠને પોતાનો પ્રભાવ બતાવી પેજ જુલીયા સાથે સેંટ પોલ સ્ટ્રીટમાં ગયો. ત્યાં તેણે એક દવા ખરીદી ફ્લીટ સ્ટ્રીટનો રસ્તો લીધો. ત્યાંથી બીજી દવા ખરીદી એ જુગલ જોડી સેંટ રોડ પર ગઇ ને ત્યાં એક ત્રીજી દવા ખરીદી બંને ઘર તરફ ફર્યાં. રસ્તામાં બંને હોટલમાં ગયા અને ખાઇ પી તર થઇ ગાડી ભાડે કરી ઘેર આવ્યા.

ઘેર આવતાંજ સાંજ પડી ગઇ હતી. જુલીયાએ દિવાનખાનામાં જઇ સગડી સળગાવી. બારીઓ પર પરદા નાખી દીધા. અને પછી વિધિપુર્વક રાસાયનિક મીશ્રણ તૈયાર કરવા લાગી. અડધા કલાકમાં દવા તૈયાર થઇ ગઇ. પેજે ગજવામાંથી પોકેટબુક કાઢી અને તેમાંના એક કોરા કાગળને ટેબલ પર મુકી બ્રસથી તે પર દવા ચોપડી દીધી પછી એ કાગળને દેવતા પર ધરી સૂકવવામાં આવ્યો. વીજળીક વેગે કાગળ પર એક પછી એક સુંદર હસ્તાક્ષરો દેખાવા લાગ્યા,

"વ્હાલી! આપણો સીતારો બુલંદ જણાય છે. હો! જો આ બેદી કાગળોમાંથી હવા બાદટપુરના રાજા ત્રીજા જ્યોર્જ સાથેના લગ્નની સરટીફીકેટનો અરધો ભાગ મળી જાય તો સરકાર આપણને પગે લાગીને મ્હોં માગ્યા દામે એ કાગળો ખરીદી લેશે. પછી હું ડયૂક થઇશ ને તું ડચેસ બનશે."

"હા. પણ તમે ડયૂક અને ડચેસની વાત પછી કરજો જો જો. તમારા હાથમાંનો કાગળ સગડીની ઝાળથી બળી નહિ જાય...કાગળ સુકાઇ ગયો છે. વાંચો તો ખરાઃ—

"તારા કરતા એ પત્ર વાંચવાને હું ઘણોજ આતુર છું. પ્રિયે-સાંભળ—" કહી તે રસાયનની સ્હાયથી સ્પષ્ટ થયેલો પત્ર વાંચવા લાગ્યોઃ—

"આજે સ્હવારે તમને જે પત્ર લખવામાં આવ્યો છે તે મળ્યા પછી તમે આ પત્રની રાહ જોતાં હશો. હવે લાઇટફુટ પાસે જે અરધો ભાગ છે તે પડાવી લેવા માટે કંઇ જબરજસ્તી કરવી યોગ્ય છે કે નહિ તેનો તમે વિચાર કરી જોજો કારણ કે તે સહેલાઇથી એ ભાગ આપી દેવાનો નથી. ટી. એમ. એ બીજા અરધા હીસ્સાની નકલ મેળવી છે. અસલ હીસ્સો કોઇ બીજા માણસ પાસે છે. એજ સબબે ટી. એમ.ને બાકીનો અરધો ભાગ મેળવવાનું કામ સોંપ્યું છે મજકુર અડધા હીસ્સાની નકલ નીચે મુજબ છેઃ-

કે હું નીચે સહી કરનાર પ્રિન્સ ઓહ

કરૂં છું અને સ્વીકારૂં છું કે

જેને હું અકપટભાવ અને અંતઃ

કરૂં છું એ મિસ હના લાઇટફુટને

આ દ્વારા સર્વાંતર્યામી ઇશ્વરની સમક્ષ

સ્વીકાર કરૂં છું કે જો સર્વ શકિતમાન

પિતા નીચે સહી કરનાર

મારા લગ્ન કરવા માટે રાજ

અગર અમારા લગ્ન કરવાનો

ન કરે મારા પિતાના પરલોકવાસ

પર બેસીસ ત્યારે હું જાહેર કરૂં છું કે

લાઇટફુટને મારી પત્નિ અને રાણી તરિકે

એક બીજાને પતિ પત્નિ તરિકે સ્વીકારી

સન એક હજાર સાતસો સતાવનને દિને
મજકુર સાક્ષીની સામે.

જ્યોર્જ પી.

હન્ના લાઇટફુટ.

"ટી. એમ. ની પાસે જે અરધા હીસ્સાની નકલ છે તે અક્ષરસઃ ઉપર રજુ કરવામાં આવી છે. અસલ નકલ કોની પાસે છે તે જાણવાની કોશીષ તમારે કરવાની નથી તમારે જે કામ કરવાનું છે તેમાં એ સખસને પીછાનવાની તમારે જરૂર નથી. લાઇટફુટ સાધારણ માણસ નથી. તે આપણી વાત સાંભળવાનો નથી. કાલે રાતે તમારી સાથેની વાતચીત દરમીયાન તમે જણાવ્યું હતું કે કોઇ ગુપ્ત કારણસર તમે લાઇટફુટ સાથે અણબનાવ કરવા માગતા નથી. ટી. એમ. તમને મારી મારફત હાલ એક હજાર ગીની આપવાની કબુલાત આપે છે ને બીજી ૨૦૦૦ ગીની તમને મળવાનો સંભવ છે તેથી જો લાઇટફુટ સાથે અણ-બનાવ કરવાથી તમને કંઇ નુકશાન થશે તો તેનો પૂરો બદલો મળી રહેશે. વળી તમે કહ્યું છે તેમ જો તમે એની સાથે ખરેખર અનેક રીતના ગુપ્ત કાર્યો કર્યાં હશે તો થોડા દિવસ બાદ એ તમારી સાથે મૈત્રી સાધી લેશે એટલે તમને વિશેષ નુકશાન થવાનો સંભવ નથી.

"લાઇટફુટ પાસે જે સર્ટીફીકેટનો ટુકડો છે તે તમે જોયો છે બાકીના ભાગની નકલ ઉપર આપવામાં આવી છે. હવે તમે એ પુરા કાગળની કિંમત સમજી શકશો. એ બુઢ્ઢો અમને પોતાની પાસેનો કાગળ બતાવતોજ નથી તો તેમાં શું છે તે અમે શી રીતે સમજી શકીએ? અમે સઘળો ભાર તમારા પર નાખી બેઠા છીએ. જો પૂરો કાગળ મળવાથી લગ્ન થયાની બીના સાબીત થતી હોય તો લાઇટફુટ પાસેનો હીસ્સો મેળવવાની અનિવાર્ય જરૂર છે. જો તમે તે મેળવી આપશો તો તમને ૨૦૦૦ પાઉંડ ઇનામ મળશે જો એ પત્ર ફક્ત લગ્ન કરવાના વચન જેવોજ હશે તો તમને ૧૦૦૦ ગીની મળશે. આ કરાર અમારે મંજુર છે. જો તમારો કંઇ જવાબ નહિ મળશે તો તમે આ કામમાં માથું મારવા માગતા નથી એમ અમે

સમજીશું. જો તમારી મરજી આ કામ હાથ ધરવાની હોય તો મારા મકાનને શીરનામે મારે નામે પત્ર લખજો. પત્ર પેલીજ શાહીની લખજો. સર જોન મારા પત્રો કદિ ખોલતા નથી પણ કદાચ કુતુહલ વશ થઇ કોઇ નોકર પત્ર ખોલે તો ભેદ ફુટી જાય માટે પ્રથમથી તમને સાવધ કરવાની જરૂર જોઉં છું કાલે સાંજે ટી. એમ. ને મળજો. તે પહેલાં આ પત્રનો જવાબ મેળવવાની આશા રાખું છું."

એલ. એલ.

"આ પત્રથી લગ્ન થયલા સાબીત થતા નથી પણ ઉલટુંજ પુરવાર થાય છે." પેજ પત્ર વાંચી રહ્યા પછી જુલીયા તરફ જોઇ બોલ્યો: "હાલના મહારાજા સાથે તારી ફોઇના ધર્મ અને વિધિ-પુર્વક લગ્ન કદિ પણ થયા ન્હોતા એટલુંજ નહિ પણ આ દસ્તાવેજ પર સહી સાક્ષી થઇ ત્યાં સુધી પણ તેમના લગ્ન થયા ન્હોતા એ ચોક્કસ છે."

"આપણી પાસે જે અરધો ટુકડો છે તે આ નકલ સાથે મેળવીને વાંચો ને!—"

"વારૂ—" કહી પેજે એ નકલ સાથે પોતાની પાસેનો અરધો ભાગ જોડીને વાંચવા માંડયોઃ—"

"આથી હું આખી આલમને જણાવું છું કે હું જયોર્જ, નીચે સહી કરનાર પ્રીન્સ ઓફ વેલ્સ આથી જાહેર કરૂં છું કે મિસ હન્ના લાઇટફુટ–જેને હું અકપટ ભાવ અને અંતઃકરણથી પ્રાણથી પણ વધુ પ્રેમ કરૂં છું–એ મિસ હન્ના લાઇટફુટને સર્વ શકિતમાન પરમાત્માની સમક્ષ ભવિષ્યની પત્ની રૂપે ગ્રહણ કરૂં છું આથી જાહેર થાય કે આ દ્વારા સર્વાંતર્યામી ઇશ્વરની સમક્ષ પવિત્ર દીલથી પ્રતિજ્ઞા કરૂં છું અને સ્વીકાર કરૂં છું કે જો મારા પિતા નીચે સહી કરનાર હન્ના લાઇટ-ફુટની સાથે મારા લગ્ન કરવા માટે રાજ સંમતિ અને મંજુરી ન આપે અગર અમારા લગ્ન કરવાનો અસ્વીકાર કરે તો ઇશ્વર ન કરે ને મારા પિતાના પરલોકવાસથી જ્યારે હું આ રાજની ગાદી પર બેસીશ ત્યારે હું જાહેર કરૂં છું કે હું વગર વિલંબે મજકુર હન્ના લાઇટફુટને

મારી પત્ની અને રાણી તરીકે ગ્રહણ કરીશ અને અમે પરસ્પર એકબીજાને દંપતી તરીકે સ્વીકારીએ છીએ તેનું નિદર્શન આજે ત્રીજી એપ્રીલ સન એક હજાર સાતસો સતાવનને દિને.

સાક્ષીઃ જ્યોર્જ પી.

વિલીયમ સ્ટેમ્ફર્ડ બેરોનેટ હન્ના લાઇટફુટ.

આ અદ્‌ભુત અને બેહદી પ્રતિજ્ઞાપત્ર પર સહી કરીને ત્રીજા જ્યોર્જે સ્નેહાળ હન્ના લાઇટફુટને ફસાવી હતી. સ્નેહમત ભોળી યુવતી સમજી કે આ લગ્નનું કાયદાસર સર્ટીફીકેટ છે પણ વસ્તુતઃ તેમ ન્હોતું.

"આને લીધે રાજા સાહેબ કોઇ કોઇ વાર પાગલ જેવા થઇ જાય છે—" પેજ તે વાંચી રહ્યા પછી બબડયોઃ "કસમ પુર્વક, પરમાત્માને હાજર ગણીને તેણે જે પ્રતિજ્ઞા કરી હતી તે પાળી ન શકવા માટે તેને ભારી પશ્ચાતાપ થતો હશે. જો આ દસ્તાવેજ આખી આલમની જાણમાં આવે તો આખી પ્રજા તેમના પર થુંકવા માંડશે. જેમ થાય તેમ ! આપણને શું છે ? રાજાએ સારૂં કર્યું હો વા બુરૂં ! આપણને તો નગદી ગીની મળે તો બસ—"

"હા. વર મરો કન્યા મરો પણ બ્રાહ્મણનું તરભાણું ભરો—" જુલીઆ હસીને બોલીઃ "હવે તમે શું કરવા માગો છો ?"

પેજ થોડીકવાર વિચાર કરી બોલ્યોઃ "બે વાત છે. એક તો એ કે આપણી પાસેનો અરધો ભાગ ટીમ મીગલ્સને વેચી નાખવો. બીજી વાત એ કે અમે તે રીતે બીજો ભાગ મેળવી આ આખો દસ્તાવેજ સરકારને વેંચવો. તું જુએ છે કે આપણી પાસે જે ભાગ નથી તેજ ઘણો કિમતી છે કેમકે તેમાં તારી ફોઇ અને રાજાની સહી છે."

"પણ તે શી રીતે મળશે ?"

"એનો એક ઉપાય છે. હું ટીમ મીગલ્સને મળીને તેને કહીશ કે જો તે ભાગ આણી આપે તો હું મ્હોમાગી કિમ્મત આપવાને

તઇયાર છું ત્રણ ચાર હજાર ગીની આપી એ ભાગ ખરીદી લેવામાં કંઇ હાની નથી કેમકે આપણે સરકાર પાસેથી ઓછામાં ઓછી વીસ હજાર ગીની મારી શકીશું”

“પણ ત્રણ ચાર હજાર ગીની લાવશો કયાંથી ? જરા વ્યાકુળ ભાવે જુલીયા બોલી.

“કેમ ! કબાટમાં છ હજાર ગીની રોકડી પડી છે ને !”

“નહિ. એ તમને નહિ મળશે. એમાંથી એકો સાથે ચાર પાંચથી વધુ ગીની વટાવવાની નથી.”

“એનો અર્થ શો ? પેજ આશ્ચર્યચકિત થઇ બોલ્યો. “એ તારી દોલત છે ને !”

“હા. પણ હું તમને પહેલાથી કહી ચુકી છું કે મારા પિતા ઘણા ભયંકર આદમી હતા. તે અનેક કાળા કારસ્થાનો કરતા હતા—”

“હા. અને તેથીજ આપણને સોનાનો ઢગ મળ્યો છે.”

“સાંભળો તો ખરા ! તે એકલા રસાયનશાસ્ત્રીજ ન્હોતા—”

“ત્યારે ?”

“તે બનાવટી સીક્કા પાડવામાં પણ ઉસ્તાદ હતા. પ્રથમ તે ટંકશાળમાં કારિગરોના ઉપરી હતા. ત્યાંથી એક બીબું ચોરવા માટે તેમને કાઢી મુકવામાં આવ્યા હતા—”

પેજને લાલ પીળા દેખાવા લાગ્યા. જુલીયાના બાપની દોલત મેળવવા માટે તો તે એ નિર્લજ્જ યુવતીને ગળે વળગાળી બેઠો હતો. આ બધી ગીનીઓ બનાવટી છે એ વાત જાણતાંજ તેના હોંસ ઉડી ગયા.

“જુલીયા ! મને જલદીથી જરા બ્રાંડી આપ; નહિતો હું બેભાન થઇ જઇશ.”

જુલીયાએ તરત તેને બ્રાંડી પાઇ. પેજ હોંસમાં આવી બોલ્યો: “તેં મને આ વાત પહેલાંથી કેમ ન કહી ?”

“જ્યારે વખત આવ્યો ત્યારે મેં તમને સાચી હકીકતથી માહિત કર્યા.”

"પણ પહેલાં કેમ ન બોલી ? તારે આવો દગો કરવો—"

જુલીયા એક પળમાં બદલાઇ ગઇ. તેના મોહક વદન પર ગુસ્સાની લાલી છવાઇ ગઇ ને તે કરામણા સ્વરે બરાડી:

"ચુપ રહો ! તમે મારા પર દગાબાજીનો આરોપ મુકો છો ! જો ફરી એવી વાત કરશો તો તમારી બત્રીસી તોડી નાખીશ સમજ્યા ! તમે મને શોધતા શોધતા આવ્યા હતા—હું તમારી પાસે આવી ન્હોતી મારા પિતા દોલતમંદ કંજુસ હતા એવી તમેજ કલ્પના કરી હતી ને ? પ્રથમથીજ હું તમારો સંદેહ દુર કરવા માગતી હતી પણ તમારી સ્વાર્થી વૃત્તિ જોઇ ચુપ રહી હતી. તમે દ્રવ્યની લાલચે મારી સાથે લગ્ન કર્યા–મેં સંસારી બનવા માટે તમને વરમાળા આરોપી," તેની આંખોમાંથી અંગાળા વરસવા લાગ્યા. પેજ તે જોઇ ભડકી ગયો અને નમ્ર સ્વરે બોલ્યો:

"વ્હાલી મને માફ કર. એમાં તારો કંઇ દોષ નથી."

"હવે ઠેકાણે આવ્યા." જરા શાંત થઇ જુલીયા બોલી અને શરાબની આખી પ્યાલી ગટગટાવી ગઇ "હવે એ વાત જવા દો એ ગીનીઓ સંભાળથી વાપરશો તો કંઇ થવાનું નથી."

"એ નહિ વાપરવામાંજ સાર છે."

"એટલા બધા સાધુ થવાની જરૂર નથી. આજે તમે બજારમાં બે ત્રણ ગીની ચલાવી આવ્યાને ? દુકાનદારે ઠોકી ઠોકીને ખાત્રી થયા પછીજ ગીની લીધી હતી. પણ તેને કંઇ શક થયો ન્હોતો. અમે રૂવાબમાં રહીએ તો બો આટની પોલીસને શક પડી જાય તેથી પિતાજી મને સારા વસ્ત્રો પહેરવા દેતા ન્હોતા. મેં તેમની સાથે દુનિયાના ઘણા કાવાદાવા જોયા છે. આટલા અનુભવ પરથી હું કંઇ સાહસ કરીને ફસી જાઉં એવી નથી રહી. જો સાવધાનીથી ચાલશો તો એ ગીનીઓથી આપણે અમન ચેન કરી શકીશું" જુલીયા બોલી.

"તારો બાપ જબરો ખેલાડી લાગે છે. ગીની એવી બનાવી છે કે ભલભલાને શક ન જાય."

"એમાં કંઇ શક નથી. હું છાતી ઠોકીને કહું છું કે ખુદ ટંકશાળના અધિકારીઓ પણ આ ગીનીને કાપ્યા વિના તે બનાવટી છે એમ કહી શકે એમ નથી. એનું વજન ખરી ગીની જેટલુંજ છે અને ઉપર સોનાનું પાતળું પતરૂં લગાડવામાં આવ્યું છે. વળી એ બનાવવા માટે ટંકશાળના બીબાંનોજ ઉપયોગ થયો છે. પિતાજી પર બીબું ચોરવાનો આરોપ હતો. તે સાબીત ન થવાથી તેમને સજા થઇ ન્હોતી પણ સારા માણસોએ ત્યાર પછી તેમની સોબત છોડી દીધી હતી."

"જો, આ પત્રમાં નકલી ગીનીઓ ચલવવાની વાત લખી છે." પેજે પોકેટ બુકમાંથી એલ્સબરીની છાપવાળો કાગળ કાઢી કહ્યું

"પિતાજી ફક્ત ગીની તઇયાર કરતા હતા. બાકીનું કામ મેગ્સમેન કરતો હતો, પ્રથમ ત્રણ હજાર ગીની એલ્સબરી મોકલવામાં આવી હતી. પાછી માગણી થઇ હતી પણ તે વખતે નકલી સિક્કા કેમ મોકલવામાં ન આવ્યા તેની મને ખબર નથી. બીજીવાર ગીનીઓ રવાના ન થઇ તેથીજ આપણને એ ગીનીઓ મળી છે—"

"આ પત્રપરથી માલુમ પડે છે કે બેંકે ફરી ત્રણ હજાર ગીની મોકલવાનો ઓર્ડર કર્યો હતો. આપર ગયા સપટેમ્બરની ૧૭ મી તારીખ છે. ત્યાર પછી કંઇ કારણસર એ ઓર્ડર રદ કરવામાં આવ્યો હશે. ગમે તે હોય આપણને તે સાથે કંઇ નીસબત નથી. આપણને હવે મી૦ મીગલ્સ અને લેડી લીટીશીઆને મળી જન્ના લાઇટફુટ વિષેનો કાગળ વેંચવાની ગોઠવણ કરવી જોઇશે. પછી એલ્સબરી જઇ સર રીચર્ડ સ્ટેમ્ફર્ડને મળવાનું છે."

"કેમ?"

"એ માટી સાથેજ મેગ્સમેનના ભોંયરામાં કેદ હતા. એ બિચારા પર આફત વરસવામાં બાકી રહી નથી. તારે એની બદનસીબીની કહાણી સાંભળવી છે?"

"હા"

પેજે પોતાની પત્નીને સર રીચર્ડ સ્ટેમ્ફર્ડની આખી કથા કહી સંભળાવી.

# પ્રકરણ ૩૦–મું.

## સુધરેલો બદમાસ.

જે રાતે પેજ પોતાની નવ વધુ સાથે પેલી પોકેટ બુકમાંથી નવા નવા ભેદના પત્તા મેળવી રહ્યો હતો તેજ રાતની આ વાત છે. એ દીને સાંજ પડયા પછી એક યુવાન હોર્સલી ડાઉનની પાસે એક નાની હોડીમાંથી ઉતર્યો અને હોડીનું ભાડું ચુકવી "બેગર્સ સ્ટાફ" તરફ જવા લાગ્યો. યુવાન લાંબો, સુંદર અને સભ્ય જણાતો હતો. તેનું આખુ શરીર ઓવરકોટથી ઢંકાયેલું હતું. તેની ઉમ્મર આશરે અઠાવીશ વર્ષની હશે. દેહ પાતળી હતી પણ કમજોર ન્હોતી: શરીરનો બાંધો મજબુત હતો અને વદન પહુદી સુંદરી જેવું મોહક હતું. તેની ચામડી ગોરી, આંખો મદભરી અને દાંત અત્યંત મોહક હતાં. આવા મનોહર નેત્રો કોઇ પુરૂષના હશે એમ માની શકાતું નહિ. તેને જોતાંજ જોનાર મુગ્ધ થઇ જતો તેનું વદન એવું આકર્ષક હતું કે પુરૂષ યા સ્ત્રી–જે જુએ તે મોહિત થઇ જતા.

સાંજે સાત વાગ્યા હતા. રામ્સે ટેમ્સ નદિને કિનારે ઉતરી ત્વરીત વેગે બેગર્સ સ્ટાફ તરફ ગયો અને થોડીવારમાં ત્યાં જઇ પહોંચ્યો. અંદર જતાંજ તેને ચોરો અને બદમાસોનો અડ્ડો જામેલો જણાયો.

બીગ બેગરમેન અને તેની છકેલ છોકરી કેરોટીપોલ હોટલના બારમાં શરાબ વેચી રહ્યા હતા. રામસેએ તેમની પાસે જઇ ધીમે ધીમે જોસફ વેરનની વાત કાઢી.

"તમે કોણ છો ?" રામસે તરફ શંકીત નજરે જોઇ બેગરમેને પુછયું.

"હું ફીલીપ રાંમસે–એડનબરીથી આવ્યો છું." રામસેએ જવાબ આપ્યો.

કેરોટી આ સાંભળી ઉચ્ચેરાઇને બોલીઃ "હા. હા. બરાબર છે. તમારૂં નામ અમે સાંભળ્યું છે. આવો–" કહી તે રામસેને લઇ એક

ઓરડામાં મી. મેગરમેન પણ તેમની સાથે આવ્યો. તેણે રામસેને ધીમે સ્વરે કહ્યું: સાહેબ! આ ખુરશીપર બેસો. મારી દીકરી કહે છે તે ખરૂં છે. અમે તમને સારી પેઠે પીછાનીએ છીએ. રટેમ્ફર્ડ ભવનમાં તે દિવસે જે ભયંકર બનાવ બન્યો હતો તેમાં સેવક પણ હતોને!"

"શું? તમે બેરોનેટને પકડી જવાની વાત કરો છો?"

"હા."

"ત્યારે તો તમે જોસફ વોરનના વિશ્વાસુ માણસ લાગો છો."

"હા. જી. એને અમે મેગ્સમેન કહીએ છીએ. મારે ને એને માથા સાથે કાન જડાયા છે. એનું કામ તે મારૂં ને મારૂં કામ તે એનું અમારી વચ્ચે કંઇ છુપું રહેતું નથી."

"મારે એક અત્યંત જરૂરી કામ છે. હમણાં મેગ્સમેન મળી શકશે?" રામસેના સ્વરમાં ઉત્કંઠા જણાઇ.

દિલગીરીની વાત છે કે આ સમયે અહિં મેગ્સમેન પણ નથી તેમ તેની માશુક ગેબોઝવીડો પણ નથી. બંને આજે પાછાં ફરવાના નથી." મેગરમેને જવાબ આપ્યો. રામસે નિરાશ થયો તેના સુંદર ચહેરા પર ગમગીની છટા આવી.

"અરે રામ! બધું ધુળમાં મળી ગયું. હમણાં જે પળ જાય છે તે કિંમતી છે." તે બબડયો.

"સાહેબ ગભરાવાની જરૂર નથી. તમારા મનની વાત અમે પણ થોડી થોડી સમજીએ છીએ—"

"સમજો છો? શું સમજો છો? સર રીચર્ડ રટેમ્ફર્ડ છુટી ગયો છે." ટેબલ પર હાથ પછાડી રામ્સે બોલ્યો.

"અમને એ વાતની ખબર છે પણ એમાં અમારો દોષ નથી. એ નાસી ગયો છે."

"સાચું કહો છો? એ નાસી ગયો અને તમને એ વાતની શંકા પણ ન આવી તેની તમે કઇ સાબીતી આપી શકશો?"

"જો તમે આ સમયે નદિની પેલી પાર હોત તો ભોંયરાની દીવાલમાં પડેલું મોટું કાણું તમને બતાવીને તમારી ખાત્રી કરી આપત—"

"હું એ વાત માનું છું જો એમ ન માનત ને તમે મારી સાથે બદમાસી કરી છે એમ સમજત તો હું તમારી પાસે આવતજ નહિ. મી૦ માર્ટીને મને કહ્યું છે કે વેરન વિશ્વાસપાત્ર માણસ છે તેથીજ તેને મળવાને હું આજે લંડન આવ્યો છું."

"બેરોનેટ નાસી જવાની બીના તમે શી રીતે જાણી? આજે સાંજેજ મેગ્સમેને તમારા પર પત્ર લખ્યો છે તે તમને કાલે સ્હવારે એલ્સબરીમાં મળશે મેગ્સમેન બેરોનેટની તપાસમાં હતો તેથી તરતા તરત તમને ખબર આપી ન્હોતી. બેગરમેને કહ્યું.

"કાલે સાંજે સર રીચર્ડ એલ્સબરીમાં આવ્યો છે એવી મી૦ માર્ટીનને ખબર મળી છે. એ વાત સાંભળી અમારા જીગરમાં કેવો ભયંકર ભય ઉપજ્યો હશે તે તમે સમજી શકશો જો એ બે ચાર કલાક છુટો રહેશે તો અમારૂં સત્યાનાશ વાળી નાખશે. બોલો. હવે શું કરવું?"

"તમેજ કહોને અમે તમે કહો તેમ કરવાને તઇયાર છીએ. બદલો શો મળશે?"

"તમે અમને મદદ કરશોને? હું કહું તેમ ચાલશો ને?"

"જુઓ સાહેબ! પહેલાથી સાફ સાફ વાત કરેલી સારી બેરોનેટને પકડી કેદ રાખી મુકવાથી અમને ઠીક લાભ થયો છે તેની હું ના પાડતો નથી. હવે એ નાસી ગયો. પણ તેમાં અમે શું કરીએ? અમે લાચાર હતા. અમે એને ભયંકર ભોંયરામાં કેદ કરી બીગસ નામના વિશ્વાસુ માણસને પહેરાપર રાખ્યો હતો તમે જે કાગળ આપ્યો હતો તે પર એ સહી કરતો ન્હોતો તેમાં અમે શું કરીએ? એ જખ મારીને સહી કરત; નહિ તો કેદખાનામાં ભુખે મરત—પણ એટલામાં દિવાલ તોડી નાસી ગયો. હવે જો તમારે બીજું કામ કરાવવું હોય તો તે ખાલી ખીસે થવાનું નથી. ખર્ચ

તો થશે. ભુખે પેટ સેવા થતી નથી—"

"બરાબર છે. હું કોઇ પાસે મફત કામ લેવા પણ માગતો નથી

"ત્યારે તો કંઇ ખટપટ નથી. હવે એલ્સબરીનો શો મામલો છે તે કહો. કાલે સ્હવારે વર્તમાન પત્રદ્વારા ખબર મળી કે લેડી સ્ટેમ્ફર્ડ મરી ગઇ નથી તેમ તેને ગંભીર ઇજા થઇ નથી. તેની લાશ પર જ્યુરી ભરવાની કોરોનરને જરૂર પડી નથી. ફક્ત આગની તપાસ થઇ હતી..."

"એ બધી મ્હોકાણ થઇ છે તેથી તો સર રીચર્ડ સ્ટેમ્ફર્ડને ગુમ કરવાની યા તેને એકદમ પરલોકની મુસાફરીએ રવાના કરવાની જરૂર ઉભી થઇ છે." રામસે એકદમ આવેશથી ઉકળતો બોલ્યો: પોલીસ તપાસથી સાબીત થયું છે કે ટેબલ પર બતી પડી જવાથી આગ લાગી હતી એટલે સર રીચર્ડ પર આગ લગાડવા માટે કામ ચાલે એમ નથી ડોકટરના રિપોર્ટમાં જણાવ્યું છે કે લેડી સ્ટેમ્ફર્ડ જાતેજ પોતાની છાતીમાં છુરી મારી હતી. એટલે સર રીચર્ડ પર ખુનનો આરોપ પણ ટકતો નથી."

"પણ બેંકમાં દગાબાજી કરવાનું શું?" બીગ બેગરમેને પુછ્યું.

"એ વિષે ચર્ચા કરવામાં સાર નથી. અહિં એ ચર્ચા કરી વખત ગુમાવવાની જરૂર નથી. સર રીચર્ડ એલ્સબરીમાંજ કોઇ જગ્યાએ છુપાઇ રહયો છે. તેના છુપા રહેઠાણની મને ખબર છે. એ પોતાની સ્ત્રીનું શું થાય છે તે જાણવાની રાહ જોઇ રહયો છે. ત્યાર પછી એ આપણા સામે પગલાં ભરશે."

"શું લેડી સ્ટેમ્ફર્ડ શુધ્ધીમાં આવી છે? તે બોલી શકે છે? જો એમ હોય તો તો આપણા પર ભારી આફત આવી પડશે એ બધી પોલ ખોલી દેશે મને મેગ્નમેને કહ્યું હતું કે તમારા પર એનું દીલ લાગ્યું હતું એ વાત ખરી છે?" કહી કેરોટીપેલ નિર્લજ્જ રીતે ખડખડ હસી પડી.

"એ મરશે કે જીવશે તે ચોકસ નથી." જરા માઠાજ થઇ રામ્સે બોલ્યો. પછી તેણે બેગરમેનને સંબોધી કહ્યું "જુઓ

ખાલી ચર્ચા કરવાથી કંઇ વળવાનું નથી. જો તમારાથી બનતું હોય તો હા પાડો; નહિ તો ના કહી દો એટલે હું મારું રક્ષણ કરવાના ઉપાય લેવા માંડું–"

"મેં તમને કયાં ના પાડી છે? શું કરવું છે તે તમેજ કહેતા નથી?" બેગરમેન જરા ગરમ થયો.

"તમે અક્કલ વગરના લાગો છો. કંઇ સમજતા નથી." રામસેનું મગજ ચકરાવા લાગ્યું. તેણે શું કરવું તે મનમાં નક્કી કરી રાખ્યું હતું પણ તે મ્હોડે કહેવાની તેની હિમ્મત ચાલતી ન્હોતી.

"તમે હમણાંજ કહ્યું કે સર રીચર્ડને દેશમાંથી દુર કરવો જોઇએ યા તેને પરલોક મોકલવો જોઇએ. બોલો, એમાંથી કયો રસ્તો લેવો છે? અને તે માટે અમને બદલો શો મળશે?" બીગ બેગરમેને સ્પષ્ટ વાત કરી. એ સાંભળતાંજ રામસેનું વદન લાલ લાલ થઇ ગયું; તેની આંખો ઉંચે ચઢી ગઇ અને એ કંપવા લાગ્યા. તેણે બેગરમેન તરફ નજર કરી તો એ બદમાસ તો જાણે સાધારણ વાત કરતો હોય તેમ ઠંડે કલેજે સાંત બેઠો હતો તેની છકેલ દીકરી કેરોટી પણ હસતી હસતી બેઠી હતી. એક નિર્દોષ માણસના ખુનની વાત કરતાં બંનેને જરા પણ શોક કે ગભરાટ થતો ન્હોતો. તે જોઇ રામસેને હિમ્મત આવી.

"બોલો સાહેબ! શો હુકમ છે?"

"અમારી સાથે ખુલ્લા દીલથી વાત કરવામાં કંઇ ભય નથી." કેરોટીએ હિમ્મત આપી.

"હા. ડરવાની કંઇ જરૂર નથી. પૈસાને માટે અમે લોકો ગમે તે કામ હાથ ધરીએ છીએ." કહી બેગરમેન હસ્યો. એ ભયંકર હાસ્યે રામસેના ગાત્ર ઠંડા કરી નાખ્યા.

"સાંભળો." થોડીવાર પછી રામસે બોલ્યો: "તમે મારા મનની વાત સમજી ગયા હો એ બનવાજોગ નથી છતાં સાંભળી લો બેરોનેટને જમને હવાલે કર્યા વિના બીજો રસ્તોજ નથી. જો તેમ

નહિ થાય તો બધો ભેદ ખુલી જશે ને આપણે ફાંસીને લાકડે લટકીશું."

"એ કામ જેવું તેવું નથી. પણ અમારે માટે એ બચ્ચાની રમત છે. તમે તે ભેદ ખુલી જવાની ચિંતા રાખો છો તેથી અમારૂં શું બગડવાનું છે? અમે એવી વાતથી ડરતા નથી—"

"જો હું તમને પાંચસો ગીની રોકડી આપું તો તમે બેરોનેટને પુરો કરવા તઈયાર છો?" રામસેએ સોનાની લાલચ બતાવી.

"ગીની સાથે લાવ્યા છો?"

"હા. જુઓ—" કહી ઓવર કોટમાંથી ગીનીઓની થેલી કાઢી રામસે બોલ્યો: આજે રાતે મારી સાથે એલ્સબરી આવી મારૂં કામ પાર પાડો તો આ માલ તમારો—" રામસેએ ગીનીની થેલી ઓવર કોટના ગજવામાં પાછી નાખી અને તે બદમાસ બેગરમેનના ચહેરા તરફ આતુરતાથી જોઈ રહયો.

"તમારૂં કામ કરી આપવામાં મને કંઇ વાંધો નથી. પણ આવું વિકટ કામ મારાથી એકલે હાથે થશે નહિ. આજને આજ એ કામ કરવાની જરૂર છે?"

"હા. આજે રાતેજ તમારે એલ્સબરી આવવું પડશે. જો હું પાછો નહિ જાઉં તો માર્ટીન ગભરાઇ જશે સર રીચાર્ડના હાથમાં મારી જીંદગી છે. એ બદમાસને પુરો કરવા માટે ચોકસ ગોઠવણ કર્યા વિના હું એલ્સબરી પાછો જવા માગતો નથી.

"ઠીક છે. એ ચર્ચામાં વખત ગુમાવવાની જરૂર નથી. ગમે તેમ હોય. પણ એકવાર મારે મેગ્સમેનને મળવાની જરૂર છે. તે નદીને પેલે કિનારે છે બેરોનેટને જે મકાનમાં કેદ રાખ્યો હતો ને ત્યાં!" બીલ બેગરમેને કહ્યું.

"તો આપણે બંને હમણાં તેની પાસે જઇએ."

"ચાલો આપણી હોડી તઇયાર છે તેમાં નદી પાર જઇએ. પોલ! તારે પણ આવવાનું છે—" કહી બેગરમેને પોતાની બદમાસ બેટી તરફ

બેઠી નજરે જોયું.

"મારે?"

"હા. તારે આવવુંજ પડશે. ધાર કે હું ને મેગ્સમેન આ ગૃહસ્થની સાથે એલ્સબરી ચાલ્યા જઇએ તો મારી ગેરહાજરીમાં શું કરવું તેની તને સુચના આપવી પડશે ને?"

"ઠીક. તો હું હમણાં તઇયાર થઇ જાઉં."

"હા. મી. રામ્સે! હું પણ કોટને હેટ પહેરી હમણાં આવું છું. તમને વધુ ખોટી થવું નહિ પડે શરદી બહુ પડે છે. એકાદ ગ્લાસ શરાબ પીશો?"

"નહિ. નહિ. મને શરાબની જરૂર નથી. તમે જલદી તઇયાર થાઓ વિલંબ ન કરો."

"અમે હમણાં આવીએ છીએ." કહી કેરોટીને સાથે લઇને બેગરમેન એક નાના દાદર પરથી ઉપર ગયો.

વાંચનાર, આ રામ્સેને—આ સુધરેલા બદમાસને પીછાને છે ને? એજ સર રીચર્ડ સ્ટેમ્ફર્ડની ખુબસુરત પત્નીનો આશક! એણેજ સર રીચર્ડ સ્ટેમ્ફર્ડને ભયંકર જાળમાં ફસાવી પેલા ભોંયરામાં કેદ કરાવ્યો હતો. હવે એ બદમાશના પાપનો ઘડો ભરાવા આવ્યો છે અને એ નીચ પાજી પોતાનાં કાળાં કામ છુપાવવા માટે કેવી ભયંકર શેતરંજ ખેલે છે તે તને થોડા વખતમાં માલુમ પડશે.



# પ્રકરણુ ૩૧ મું.

## ટેમ્સ નદીમાં ખૂન.

ઉપર ગયા પછી એક ઓરડામાં કેરોટીએ ટેબલ પર ફાનસ મુકી પોતાના બદમાસ બાપના મ્હો તરફ જોઇ કહ્યું: "એને ક્યાં ઉતારવો છે?"

"અરે દીકરી! હજુ ન સમજી? એની પાસે હમણાં પાંચસો સોના મહોર નગદ પડી છે. ગમે તે રીતે એ આપણા ગજવામાં આવવી જોઇએ. સમજી ગઇ?"

સોના મહોરનુ નામ સાંભળતાંજ કેરોટીનો પીળો પડી ગયલો ચહેરો ખીલી નીકળ્યો. "હા. બાપુ! લાગ તો અચ્છો છે." તે બોલી.

"પણુ એ માટે એક જણુને જહન્નમમાં મોકલવો પડશે."

"જે કરવું હોય તે જલદી કરીદો. જો મોડું થશે તો એને શક જશે."

"જોને કેરોટી! આપણુને તો પૈસા જોઇએ છે. પછી એ પૈસા મેળવવા માટે બેરોનેટને માર્યો તેય સરખો ને રામસેને પૂરો કર્યો તેય સરખો! જો ખુન કરીનેજ પાંચસો મહોર મળવાની હોય તો સેલ્સબરી સુધી જવાની મહેનત શા માટે કરવી? નજીકમાંજ નદી છે. એમાંજ રામસેની કબર શા માટે કરી ન નાખવી?" બેગરમેને પોતાની બદમાસ બેટીને કુન્નર બતાવ્યો.

"તમારી વાત સો ટચની છે આપણે બે જણુ એ કામ પાર પાડી શકીશું?" એની ખોપરી તોડવાને તો એક જણુ જોઇશે ને!" કેરોટીપોલ હસ્તી હસ્તી બોલી. તેને મન એક માણુસનું ખુન કરવું એ ઉંદર મારી નાખવા જેવી વાત હતી.

"ફીંચીનગેંડ બેઠો છે એને લઇ લઇશું."

"એ શું પાળશે? એ તો સોલ સતર વર્ષનો પોરીયો છે."

"એ પોરીઓ છે પણુ બહાદુર અને સાહસિક છે. એ ઠીક કામ લાગશે. મને મારી ટોપી ને ઓવરકોટ આપ. ગજવામાં બે પીસ્તોલ મુકજે...બેગરમેને ધીમા અવાજે કહ્યું."

કેરોટીએ ચુપચુપ પિતાની આજ્ઞાનું પાલન કર્યું અને પછી બંન્ને તૈયાર થઇ નીચે ગયા. ત્યાં રામસે તેમની અધિરાઇથી રાહ

જોઇ રહયો હતો. તેમને જોતાં રામશે તરત ઉભો થયો અને તે તેમની સાથે થઇ ગયો બીગ બેગરમેને ત્યાર પછી આંગળીને ઇશારે બબ ઓટના કીચીન કેનના સરદાર કીંચીન ગ્રેંડને બોલાવ્યો તે શરાબ પીતો ચીરૂટનો ધુમાડો કાઢતો હતો. પણ બેગરમેનનો ઇશારો જોઇ તરત તેની પાસે આવ્યો.

"બીલ, જલદી હોડી કીનારે લઇ આવ. પેલે પાર જવું છે."

"ઠીક" કહી કીંચીનગ્રેંડ ટેમ્સ નદી તરફ દોડયો.

બેગરમેન, ફેરોટી અને રામસે ચુપચુપ માર્ગ કાપવા લાગ્યા, રામસેને તેના સાથીઓ તેની સાથે ભયંકર દગાબાજી ખેલશે એવી કલ્પના પણ નહોતી. ધીમે ધીમે તેઓ નદી કીનારે પહોંચ્યા. કીનારા પર પત્થરનો એક નાનો સરખી પગથી હતી. ભરતી વખતે એ પાણીમાં ડુબી જતી હતી. તેની બાજુમાં એક લાકડાનો ખુટો દાટયો હતો અને તેની સાથે એક નાની સરખી હોડી બાંધી રાખી હતી, કીચીનગ્રેડ હોડી પર ઉભો ઉભો તેઓની રાહ જોતો હતો. ત્રણ જણ નાવ પર ચઢયા. રામશે વચમાં બેઠો અને તેની આજુબાજુ બેગરમેન અને ફેરોટી પોલ ગોઠવાયા. ખુટા સાથે બાંટેલી નાવ મુકત કરી કીંચીનગ્રેંડે હોડી નદીમાં છોડી મુકી. ઘોર અંધકાર છવાયો હતો. ચંદ્ર કે તારાનું નામ નિશાન જણાતું ન્હોતું. હોડી નદીના મધ્ય ભાગમાં જઇ પહોંચી. ત્યાંથી નદીના કિનારા પરના મકાનોમાં બળતી ઝાંખી રોશની નજરે પડતી હતી તે પરથી બંને કિનારા કેટલા દુર છે તેનો કંઇક ખ્યાલ આવતો હતો.

"બીલ, હવે ડાબી બાજુ લે. પવન અનુકુળ છે એટલે તને ઝાઝી મહેનત નહી પડે."

"ઠીક. કયાં ઉતરવું છે ?"

"ફાંસીઘાટ પર." બેગરમેન બોલ્યો.

આ ભયંકર સ્થાનનું નામ સુણતાં રામસે પગથી માથા સુધી ધ્રુજી ગયો. તેના દીલમાં ધ્રાસકો પેઠો. તેને વિચાર આવ્યો કે "મારી સાથે જે સખસો છે તે બધા ક્રુર અને નીચ છે. તેઓ કઇ જાતની દુષ્ટતા નહિ કરે તેનો નિયમ નથી, હમેસાં મારતો

છોકરો પણ બદમાસ જણાય છે." આવા વીચારોથી તે ડરી ગયો તેને આ લોકો સાથે આવવામાં ભુલ થઇ એમ લાગ્યું, એ તદન લાચાર હતો બદમાસોના હાથમાંથી છુટવાની એકે બારી ન્હોતી. સમય અને સ્થલ એવા ભયંકર હતાં કે એ ચીસ પાડી પાડીને મરી જાય તો પણ એની વ્હારે ધાય એવું કોઇ ન્હોતું. જો તેના સાથીઓ આડા થાય તો એક પળમાં તેને નિર્જીવ કરી નાખે અને બીજી પળે તેની લાશને સદાને માટે અદ્રશ્ય કરી દેનારી ભયંકર નદિ તૈયારજ હતી.

ફાંસીઘાટનું ભીષણ કામ સાંભળતાંજ રામસેના હોંસ કોસ ઉડી ગયા. અને તે સાથેજ તેના બદમાસ સાથીઓ વિશ્વાસઘાત કરશે એવો ભય તેના દીલમાં ઉત્પન્ન થયો. જે હતભાગીઓને રાજદ્રોહ અને બીજા ગુન્હાઓ માટે દંડ થતો તેમના જાન આજ ઘાટ પર લેવામાં આવતા હતા એ વિચારથી રામસે કમકમી ગયો તેના અનેક પાપો પ્રગટ થાય તો તેને ફાંસી લાકડેજ લટકવું પડે હોડી ઉપડી ત્યારથી સઘળાં ચુપ બેઠાં હતાં. હવે રામસે ચુપ ન રહી શકયો તેણે પુછયું: પેલે કિનારે મેગ્સમેન મળશેને ?"

"હા. જરૂર મળશે" બેગરમેને જવાબ આપ્યો એ જવાબ શંકા ઉત્પન્ન કરનારો ન હોતો છતાં રામસેના પાપી દીલને તેમાં નઠોર નિર્દયતા જણાઇ. રામસેએ થરથરતા અવાજે પુનઃ પુછયું: "મેગ્સમેન આજેજ રાતે એક્સબરી આવશે એવી તમારી ખાત્રી છે ?"

"શા માટે ન આવે ? પાંચસો ગીની ગુમાવી દે એવો એ મુરખ નથી."

"બરાબર છે. હવે થોડીવારમાંજ આપણે તેને મળીશું. રામસેના મ્હોં પર જેમ તેમ હાસ્ય છવાયું. આ સામે કિનારે દેખાય છે."

"આ ફાંસીઘાટ છે. અંધારાને લીધે તમને બરાબર દેખાતું નથી પણ અમને તો ટેવ પડી ગઇ છે એટલે અમારી આંખો અંધકારને પણ ભેદિ શકે છે." બેગરમેન બોલ્યો.

"હા. કંઇ કાળી ચીજ ઝુલતી દેખાય છે ખરી!"

"એ ફાંસીઘાટનું ચિન્હ છે." કહી બેગરમેન હસી પડયો ને ફેરોટીપોલ તથા ક્રિશ્ચીન ફ્રેંડ પણ ખીલખીલ કરવા લાગ્યા.

હવે રામસેના ગભરાટનો પાર રહયો નહિં. તેની આંખે ફાંસીના લાકડા પર કોઇ મનુષ્યનું મુરદું લટકતું દેખાયું તે કંપતો કંપતો બોલ્યો: આ કોઇની લાશ છે!"

"લાશ નથી તો શું છે? જેઓ ગરીબ કંગાળ અને નિરાધાર હોય તેમને ફાંસીને લાકડે લટકાવવા એ રાજદ્વારીઓની રમત છે." એજ પળે તેનો રાઠોડી હાથ રામસેના ખંભાપર પડયો ને તેના અવાજમાં કરૂરતા આવી "હવે ચુપચાપ ગીનીની થેલી આપી દે; નહિ તો તારા હાલ પેલી લાશના જેવા થઇ જશે."

ખલાસ રામસેના શરીરમાંથી જાણે જીવ ગયો હોય તેમ તે ઠંડો ગાર થઇ ગયો. જેમ તેમ તે ધીમે સ્વરે બોલ્યો: "થેલી?"

"હા. થેલી! કેમ આપે છે કે નહિ?"

"નથી આપતો? ઠીક. બીલ! હોડી સ્થીર રાખ–" કહી બેગરમેન રામસેપર તુટી પડયો, રામસે હોડીમાં ગબડી પડયો. "દુષ્ટ પાજી! હરામી—" તે બબડયો અને ઉભા થવાની કોશીષ કરવા લાગ્યો પણ વ્યર્થ! ફેરોટી પોલે તેને મજબુત પકડી લીધો હતો. બેગરમેને તેને હચમચાવી નાખ્યો એ તોફાનમાં હોડી ડગમગી કહી બેગરમેન બરાડયો: "એ બીલ! હોડી સીધી રાખ; નહિ તો ઉંધી વળી જશે... રામસે! સીધે સીધો થેલી આપી દે; નહિ તો કુત્રાના મોતે મરી જશે."

"કદિ નહિ." તે જીવ પર આવ્યો અને બેગરમેનને એટલા જોસથી લાત મારી કે તે હોડીમાં પડી ગયો. રામસેએ આ તક ઝડપી લીધી. તે સફાળો ઉભો થયો, આ પળે ફેરોટીની નજર તેના પરજ હતી. વીજળીક વેગે રામસેના ઓવરકોટના ગજવામાંથી ગીનીની થેલી કાઢી લઇ બોલી "બાપુ! એને પકડો થેલી મળી ગઇ."

પલકારામાં આ કામ થયું. બેગરમેન ઉભો થયો ને રામસેપર ચીત્તાની પેઠે તુટી પડયો. તેનો વિચાર રામસેને કમ્મરમાંથી પકડી નદીમાં ફેંકી દેવાનો હતો પણ આ બાજુ રામસે હતો મનુષ્ય જયારે જીવપર આવે છે ત્યારે તેનું જોર બમણું થઇ જાય છે. તે

છત્રપર આવીને મેગરમેન સાથે લડવા લાગ્યો નાવ હાલી રહી અને ફીંચીનગ્રેડ સમતોલપણું ન જાળવે તો નાવ ઉંધી વળી જવાનો ભય હોવાથી તે ઉડી શક્યો નહિ હોડી ડગમગતીજ રહી.

"એ બદમાસ! અમાને મારી નાખશે કેરોટી! અહિં આવ–" કેરોટી બાપની પાસે ગઇ. માર મારીને બદમાસ મેગરમેને રામસેને અધમુઓ કરી નાખ્યો હતો. તેણે હાર સ્વીકારી લઇ કરૂણ સ્વરે કહ્યું; 'બાઇ, ગીનીઓ લઇ લે. હું તને પગે પડું. મારાપર દયા કરી મને જીવતો જવા દે" આ શબ્દોની બદમાસો પર અસર થઇ નહિ. કેરોટી અને તેના બાપે રામસેને ઉંચકી લીધો અને પત્થરને નદીમાં ફેંકી દે તેમ ટેમ્સ નદીમાં ફેંકી દીધો હોડી ખુબ હાલી ગઇ પણ તરતજ બંને બાપ દીકરી પોત પોતાની જગાએ ગયાં અને ફીંચીનગ્રેડે હલેસાં મારવા માંડયા. નદીમાંથ કરૂણ આર્તનાદ સંભળાયો પણ તે સાંભળનાર કોઇ ન અને કેરોટી આંખો ફાડી ફાડીને ડુબતા રામને રવા લાગ્યાં પણ હોડી ઘણી આગળ નીકળી સિવાય કંઇજ દેખાયું નહિ.

"ક્યાંક દેખાય છે?" કેરોટીએ પુછ્યું.

"નહિ એ બદમાસ જહન્નમમાં ગયો બીલ! જલદી ચલાવ–"

"ક્યાં! ફાંસીઘાટ પર?"

"નહિ ગધ્ધા! હોર્સલી ડાક્ન પાછી લે..." મેગરમેન બરાડયો ત્રણ પળ પછી શાંત થઇ તે બીલને સમજાવતો હોય એવી ઢબથી બોલ્યો: "બીલ, આ વાત મેગ્સમેનને ના કહેતો હો!"

બીલ કંઇ ન બોલ્યો, તેણે હોડી હોર્સલી ડાકન તરફ વાળી ભયંકર અંધકાર અને મૌન છવાઇ ગયા. પેલું ભયંકર સ્થાન અંધકારમાં છુપાઇ ગયું. પેલો કરૂણ આર્તનાદ ક્યાંક વિલીન થઇ ગ. થોડીવારમાં નાવ જ્યાંથી ઉપડી હતી ત્યાં જઇ પહોંચી કિનારાપર મેગરમેને ફીંચીનગ્રેડ અથવા બીલને પચાસ ગીની બક્ષીસ આપી અને આ વાત મેગ્સમેનને કહેવાની મના કરી.

